# મારી કમલા

અને

# બીજી વાતો.

લખનાર,

કનૈયાલાલ માણેકલાલ મુનશી.

બી. એ. એલ. એલ. બી. એડવોકેટ.

આવૃત્તિ બીજી. ઈ. સ. ૧૯૨૨.

સોલ એજંટ

મેશર્સ એન. એમ. ત્રીપાઠી એન્ડ કંપની મુંબઈ.

કિંમત રૂ. ૧-૮-૦

# પ્રસ્તાવના.



આ મારી નાની વાર્તાઓના સંગ્રહની બીજી આવૃત્તિમાં ત્રણ નવી વાર્તાઓ ઉમેરી છે; અને મને આશા છે કે આગલી આવૃત્તિમાં આપેલી વાતોના સરખી ઉતરવા ભાગ્યશાળી થશે.

આ આવૃત્તિ તૈયાર કરવા રા. ભાઇ લાભશંકર પ્રભુરામે અનહદ મહેનત લીધી છે, તેથી તેનો આભાર માનવાની આ તક લઉં છું.

બાબુલનાથ રોડ
મુંબાઈ.
તા. ૧૮-૧-૧૯૨૨.

કનૈયાલાલ મુનશી.

# અનુક્રમણિકા.





# મારી કમલા

## અને

# બીજી વાતો.



## મારી કમલા.

ભલે તમે માનો કે ન માનો, પણ કેટલાકના જીવન પર કમનસીબીના ચારે હાથ હોય છે; અથથી ઇતિ સુધી સુખનાં સ્વપ્ન પણ તેમને દુર્લભ હોય છે. તેનો દાખલો જોઇએ તો હું! જન્મથી એકે પાસો સીધો પડયો નથી, એકે કામ નિર્વિઘ્ને પાર પડ્યું નથી, એકે અવસર વાંધા વગરનો ગયો નથી. કોઇ કોઈ વખત તો ઇશ્વરની ભલાઈ વિષે પણ સંશય થાય છે! નહિ તો, શા સારૂ જન્મ આપતાં જ માતા પોતાના પહેલા પુત્રનું સુખકર રૂદન સાંભળ્યા વિના સ્વધામ જાય? શા સારૂ ગરીબ પિતા એકના એક પુત્રની કાંઈ પણ ગોઠવણ કે સુપ્રત કર્યા શિવાય એક વર્ષમાં પોતાની પત્ની પાછળ સ્વર્ગે સીધાવે?—હશે! ગયાં. બાલપણની ભોળી અને અજ્ઞાન નિર્દોષતામાં વ્હાલાંને વિસાર્યાં અને મેં એકલાએ જ સૃષ્ટિની નિર્જનતામાં ભટકવાનો આરંભ કર્યો. શી મુશ્કેલીએ ભણ્યો— ક્યાં ક્યાં આથડ્યો—ક્યાં—ખાધું—ક્યાં સુતો—એની કોને દરકાર? બહેરી દુનિયાને સંભળાવ્યે શો ફાયદો? બાવીશ વર્ષે ભણતર પ્રમાણે સારે ધંધે વળગી એકલા જીવનના લેવાય તેટલા લ્હાવા લેવાની મેં શરૂઆત કરી.

હું કમાતો અને મારી ન્યાતની એક ગરીબ વિધવા ઘર ચલાવતી. તે મારા ઘરમાં તેની દીકરી સાથે રહેતી. કમલા આઠ વર્ષની, રૂપાળી અને ચકોર હતી. તેનું હમેશ હસતું મોઢું મારા એકાન્ત ઘરનું ઘરેણું હતું. તે હસતી અને નિરન્તર કાંઈ નવાં નવાં ગાંડાં કાઢતી. હું એને

રમાડતો અને વખતે ભણાવતો, પણ તેની માનું હેત તેના પર બીલકુલ નહોતું. શાનું હોય? કઠોર હૃદયની તે પાપી માતા પોતાની એકની એક છોકરીને ઉંઘતી છોડી એક રજપૂત જોડે નીકળી ગઈ. તેનો પત્તો ન મળ્યો. ગરીબ બાપડી કમલાને એકલો મારો જ આધાર રહ્યો.

અનાથને અનાથ પ્રતિ આકર્ષણ સ્વાભાવિક હોય. આધાર વિનાનાં બે રઝળતાં પંખીડાં સ્નેહથી સાથે ઉડે તેમાં શી નવાઈ? હું અને કમલા બન્નેને ઉંચે આભ અને નીચે ધરતી એમ હતું. અમારો સ્નેહ વધ્યો. માતાપિતા, ભાઈભાંડુ, બધાની ગેરહાજરીથી દબાઈ રહેલી લાગણીઓને હવે સ્થાન મળ્યું; કમલા મારૂં સર્વસ્વ બની. તેને હસવે હું હસતો, રડવે હું રડતો. ચોવીસે કલાક તેના સ્મરણમાં વખત ગાળતો અને તેના સુખની સામગ્રીઓ તૈયાર કરવામાં મારા જીવનની કૃતાર્થતા માનતો. મારી કમલા! તેને જરા પણ આંચ આવ્યે હું બળી મરતો. તેને પોતાની માનો વિયોગ સાલતો, પણ માતાને ભુલાવે એવી સ્નેહાર્દ્રતાથી હું તેને સંતોષતો. તે પણ મને જ દેખી રહેતી અને મારે દુઃખે દુઃખી બનતી. તેના કોમલ અંતઃકરણે મારા સ્નેહને સ્વીકાર્યો. તે અને હું પ્રેમમાં પડ્યાં.

મને કોઈ વખત સંશય થતો કે આ હસતી અને કુદતી મૃગલીનો અસ્થિર સ્વભાવ અગાધ પ્રેમ સમજશે? તેનો સ્વભાવ ઘણો જ ચંચલ હતો; એક વિષય પર ચોંટી રહેવું એ તેને દુઃખકર લાગતું. મારી શંકા કોઈ વખત ઘણી વધતી અને કોઈ વખત નાશ પામતી, પણ હું ઝાતે જ ચળ્યો. અભ્યાસ કરી, બૅંક જેવી સંસ્થામાં નોકરી કરી કાંઈ પણ નિયમિતતા મેળવી હતી તે મેં વિસારી. કમલાનું હાસ્યવિદ્યુત્ મારા સખ્તમાં સખ્ત નિયમોને ભેદતું. એની આંખને ઇસારે હું મારા મોટામાં મોટા નિર્ણય તોડવામાં મોજ માનતો. તે રૂપમાં વધતી ચાલી; જુવાનીને પહેલે પગથીએ ચડવા લાગી. તેના લાવણ્યે મારા હૃદયમાં વિવિધ વિકારો પ્રેર્યા. તેનું કોઈ પાસેનું સગું હતું નહિ. મેં તેને પુછ્યું ને તેણે મને સ્વીકાર્યો.

અમે પરણ્યાં. પછી સુખમાં શું પુછવું? જ્યાં અન્યોન્ય પ્રેમલાગણીઓ ઉભરાતી હોય ત્યાં સુખની શી સીમા? વખત, પૈસો, ધર્મ, પ્રભુતા,

બધાને કેશ મારી મારી કમલાને રીઝવવામાં હું મશગુલ રહ્યો. હૃદયે હૃદય સુખસંગીતમાં એકતાર થતાં. દુનિયાની જંજાળ છોડી—ભવિષ્યનું ભાન ભુલી, મેં પ્રચંડ પ્રેમયજ્ઞ આરંભ્યો. ગાંડપણ કહો, મૂર્ખાઈ કહો, જે કહો તે એ! પણ મારે મન તો તે ડહાપણની પરિસીમા હતી. એ સુખ પછી સ્વર્ગ પણ વાંછના કરવા લાયક લાગતું નહિ. વર્ષો વીત્યાં. મારા મિત્રો મારી ઘેલછા પર હસતા. મારી સંસારી પ્રવૃત્તિની બેદરકારીથી મારા ધંધામાં હાનિ પહોંચતી અને મારા હિતેચ્છુઓ મને વારતા, પણ હું બેપરવા રહ્યો. પ્રેમ વિના સુખ કયાં? અને પ્રેમ મળ્યે પરવા શાની? તે કયાં જાણતા હતા કે હું પ્રેમદર્દી હતો.

અન્તે ગ્રહદશા માડી આવી ને એક રાતે એક બાઈ બારણાં ઠોકતી આવી! મારી કમલાની મા અનીતિથી અકળાઈ, રખડતી, રઝળતી, ઘડપણમાં હડધુત થતી, હવે દીકરીને શોધવા આવી. મેં તેને જતી રહેવા કહ્યું, પણ તે મારા માથાની હતી તે કેમ માને? તેની નેમ તેની દીકરી ઉપર અને જમાઇની કમાણી ઉપર હતી; અને વૃદ્ધાવસ્થામાં દીકરીનું સુખ નિહાળવા મારે ત્યાં જ તેણે રહેવાનો નિશ્ચય જણાવ્યો. આવી કઠોર અને કુચાલની સ્ત્રી મારા ઘરમાં રહે, અને મારી પવિત્ર પત્નીના નિષ્કલંક અંતઃકરણને કલુષિત કરે એ મારાથી ખમાયું નહિ. મેં તેને જુદી રાખી, પણ તે કાંઈ ગાંજી જાય એવી નહોતી. તે આખો દિવસ મારે ત્યાં રહેતી અને મારી કમલાના કોમલ મન પર પુર સત્તા જમાવતી. મારી અને કમલાની વચ્ચે તેણે ભેદના પડદા નાંખવા માંડ્યા. હું લડયો, કકળ્યો, પણ મારે શાન્ત થઈ સહુ સાંખવું પડ્યું. કમલા તો ખરી માને બદલે પોતાના મનમાં ઘડેલી એક પવિત્ર માતાની પ્રતિમા જ તેને દેખતી. તેનાં નિન્દાપાત્ર આચરણ તે વિસારતી, અને આ મનસ્વી માતાની મૂર્તિને પોતાના હૃદયનો અર્ધ્ય અર્પતી. હું કહેતો તો તે નારાજ થતી. મેં પણ ગઈ રહી કરી. મને કમલા ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. મેં આંખ આડા કાન કર્યા, અને આનું પરિણામ શું થશે તે વિચારવાનું મુલ્તવી રાખ્યું. મારી કમલાના એક રોષભર્યા કટાક્ષથી મારો આખો

દિવસ બેચેનીમાં જતો. તેને રાજી રાખવા ધીમે ધીમે તેની માતા તરફ પણ ખામોશીની નજરથી જોવા માંડ્યું.

પણ કમલામાં આ શો ફેરફાર? હું માની શક્યો નહિ. શું તેનો પ્રેમ કાંઈ ઓછો થયો? જે પહેલાં મારામાં જ મસ્ત રહેતી, તે હવે માતાના ગુણાનુવાદમાં જ ગ્રસ્ત રહેવા લાગી. પહેલાં જે સારી દિશા તરફ એના વિચારોનું વલણ હતું તે બદલાયું; જે પ્રેમરીતિએ અમે પહેલાં સંચરતાં તે એ ભુલી, અને જ્યાં સરલ શ્રદ્ધા હતી ત્યાં ડાઘ પડવા માંડ્યા. મેં જાણ્યું કે મને માત્ર અદેખાઇએ અકળાવવા માંડ્યો છે. એવા વિચારો કાઢી નાખવા માટે મેં પ્રયત્ન કર્યો. પણ ક્યાંથી જાય? જે આખો દિવસ મારા તાનમાં ગુલતાન રહેતી તે મેં ખાધું છે કે નહિ તેની પણ દરકાર રાખતી નહિ. એ શું વૈચિત્ર્ય!

થોડા વખત પછી મારી કમલાની મા માંદી પડી અને એને લાયક બીજી દુનિયામાં જ્યાં જગા હોય ત્યાં વિદાય થઈ. પ્રેમ સ્વાર્થી છે. મેં ધાર્યું હતું કે મારી કમલા હવે પાછી મારી થશે. તરત તો તે મહાન શોકસાગરમાં ડુબી. એનું મોઢું નિસ્તેજ થયું, હસવું સમુળગું ગયું અને આખો દિવસ માતા પાછળ વિલાપ કરવા લાગી. મારા આશ્વાસનથી તે ચીડાતી, મારા સ્નેહથી તે રૂદ્રરૂપ ધારણ કરતી. મેં જાણ્યું કે વખત વખતનું કામ કરશે. હું મુંગો રહ્યો. પરન્તુ અફસોસ! દિવસો ગયા, પણ ફેર પડ્યો નહિ. તેણે તેની માતા પાછળ રંડાપો લીધો ને સુખને છેલ્લી સલામ કરી. તે હીણભાગી માતા મરતાં મરતાં યે અમારા પર વેર વાળતી ગઇ અને મારા સંસારસુખ ઉપર પાણી ફેરવતી ગઇ!

આમ ક્યાં સુધી ચાલે? હું અકળાયો અને આ વર્તન સાંખી શક્યો નહિ. હું હજી તેને મારી લાડિલી કમલા જ સમજતો અને જે રીતે તેને કહેવાની ટેવ હતી, જે રીતે કહેવાનો મારી લાંબી સેવાએ મને હક આપ્યો હતો તે રીતે મેં તેને કહ્યું–વિનવ્યું. તરત તે એક સિંહણ સમાન ગાજી. એ સંબંધી બોલવાનો મને તેણે પ્રતિષેધ કર્યો: “મને હવે સંસારમાં સાર દેખાતો નથી. માના નિઃસ્વાર્થી

પ્રેમ વિના જીંદગી બધી રાખ સમાન છે." હું ચમક્યો. સાબાશ બૈરીની જાત ! સાબાશ મારી સહચરી ! સાબાશ મારી સંસારતારિણી ! સંસારત્યાગનો નવો પ્રચાર મેં ત્યારે જ જાણ્યો. થોડા દિવસમાં બીજો નવો ફેરફાર દેખાયો. હું તેને અકારો થઇ પડ્યો. એકદમ મારા સ્વભાવમાં મારા આચરણમાં એને અસંખ્ય ખામી માલમ પડી, અને તેનું રસ લઇને વિવરણ કરવા માંડ્યું. જેને એ એક વખત ઇશ્વર તરીકે પુજતી તેમાં એને નખશિખ દુર્ગુણો ખદબદતા દેખાયા. આખો દિવસ મારી અધમતાના વર્ણનથી મારી જાતને હું ખરેખર એક રાક્ષસ માનવા લાગ્યો.

માણસ અન્યાય ક્યાં સુધી ખમી શકે ? ઇસુખ્રિસ્તની સહનશીલતા સહુને સુલભ નથી, અને તે ધરાવવાનો ડોળ પણ હું ઘાલતો નથી. સુરદાસ આપોઆપ સીધો ન ચાલે, પણ ચિન્તામણિના ચેતતા ડામથી જ ચમકે–જાગે ત્યારે જ ! હું પણ અન્તે જાગ્યો, અને આટલાં વર્ષ થયાં મારી કરેલી સેવા–જે જે દુ:ખ, અગવડ, નુકશાન, ધર્મસ્ખલન મેં આ સ્ત્રી માટે સેવ્યાં તે સર્વે મારી નજર આગળ ખડાં થઈ મને દોષ દેવા બેઠાં ! મને બેહદ સંતાપ થયો. હું પણ વિફર્યો. હિન્દુ ધણીની જુલ્મી વર્તણુક મને યાદ આવી, પણ એ નીચતા અને ક્રૂરતા કોની સામે ? મારી કમલા–મારી રમાડેલી, લડાવેલી, મૂર્ખ પણ નિર્દોષ પ્રિયતમા સામે ? નહિ, નહિ. એ પાપાચાર કરતાં ગમે તે દુ:ખ વધારે સારૂં. મેં બને તેટલું કહ્યું. ઉત્તર મળ્યો: " તમે શું કર્યું ! જે કાંઇ કર્યું તેથી જ હું વધારે દુ:ખી થઇ. તમે ન રાખી હોત તો મારી મા મને સાથે રાખત–સુખી થાત–અને તેની સેવા કરવાની મને વધારે તક મળત." સાબાશ મારી કમલા ! આ શિરપાવ હું સહન કરી શક્યો નહિ. ક્રોધાવેશમાં જીભ પરથી કાબુ ગયો. બહુ યે કહ્યું–બહુ યે સાંભળ્યું !

એ દુ:ખના મહિના પણ ચાલ્યા. પેહેલાં એકલો હતો, હવે છતાં સ્વજને રખડતો રહ્યો; સંસારમાં નિર્જનતા તો હતી, તેમાં હવે ભડકો ઉઠ્યો ! હોંશ, આશા સર્વેના ચુરા થયા. મનને દબાવી, સ્ફુરતાં હૃદયઝરણાંને

સુકવી–દિવસ ને રાત અંતરને અશ્રુપાતવડે નીચોવતાં દિવસો ગુજારવા લાગ્યો. મારી મટી ગયેલી મારી કમલા ! તે તો ગમગીનીમાં ગીરફતાર રહી. તે શોકના નિરંકુશ સ્વચ્છંદમાં મસ્તાન રહી. હું અપમાનિત પ્રેમની મગરૂરીમાં દૂર રહ્યો. દુઃખ વેઠવું દુઃસહ થયું. અમે છુટાં પડયાં !

અમે હવે ભાગ્યે જ બોલતાં. ગાઢ સંબંધી છતાં, નિર્બન્ધ થઇ, વિજન થયાં. પણ જ્યારે હું વિચારમાં નિમગ્ન થતો અને તેનું હાસ્ય કે શબ્દ કાનને અથડાતાં ત્યારે મારા મનમાં અનેક તરંગો ઉછાળા મારતા, નષ્ટ થયેલી મધુરતાનું સ્મરણ મીઠાશ પ્રસારતું, ભૂતકાલ વર્તમાન થતો, અને જે સુખ અનુભવ્યાં હતાં, જે અંતરની ઊર્મિઓ ભેળી અમે પ્રેમ-સાગરે ઉછળેલાં, જે હું અને તુંનો ક્ષુદ્ર ભેદ ભેદી અમે ઐકય અનુભવેલાં, જે હૃદયના ઉભરાતા ઉમળકા ઝીલી અમે પ્રેમમયતાને પામેલાં, તે સમય જ્યારે યાદ આવતો ત્યારે મારૂં હૃદય ચીરાઈ જતું.

મેં બદલી કરાવવાનું નક્કી કર્યું. ગેરહાજરીથી અંતરના વ્રણ રૂઝાશે એમ ધારી મેં દેશનિકાલ કબુલ કર્યો. વખત વહ્યો પણ ધારણા સફળ ન થઇ. પાંચસો ગાઉ દૂરથી યે મારી કમલાની યાદ મને સાલતી, અને તેની પ્રતિમા મારા આગળ નિશદિન ખડી થતી. મહિને દહાડે પૈસાના મનીઑર્ડર મોકલવા શિવાય બીજો સંબંધ અમારે કાંઇ પણ રહ્યો નહોતો. હું કઠણ થવા માગતો, અને હૃદયપ્રેરણાઓને નાશ કરવા કંઈ કંઈ ઉપાયો યોજતો, અનેક અભ્યાસો આરંભતો પણ દુઃખાયેલું દિલ નાનાં બાળકની પેઠે છાનું રહેવા ના પાડતું. પણ દિવસો કોની દયા ખાય છે ? અશ્રુ અને હાસ્ય બન્નેની અવગણના કરી સમયનો પ્રવાહ આગળ ને આગળ વધે છે. મારે પણ એમ જ થયું.

થોડાંક વર્ષ પછી હું એક દિવસ બહારથી ફરી ઘેર આવ્યો. ચોમાસાનું ઘેરાયેલું આકાશ મનને બેચેન બનાવી, વિરહની લાગણીઓ પ્રેરી, મારૂં દુઃખ તાજું કરતું હતું. મારા અરણ્ય જેવા ઘરમાં પેસવું મને હમેશ માથું વાઢવા જેવું લાગતું. પ્રેમ વિના હૃદય નહિ, ગૃહદેવી વિના ઘર નહિઃ સ્મશાન પણ વધારે વ્હાલું લાગતું. નોકરે કહ્યું: " ઉપર

કોઈ મળવા આવ્યું છે ” હું ઉપર ગયો. આ કોણ ? શું મારી કમલા ! કોઇ ભયંકર રોગથી પીડાતા શરીરના સુકાએલા અવયવોમાં મારી કમલાનાં સુકોમલ ગાત્રો ઓળખતાં મને વાર લાગી. પણ શો ફેરફાર ? વાટ જોતાં થાકેલું શરીર ઉંઘને વશ થયું હતું. તેને જોતાં મારૂં હૃદય કંપ્યું. પ્રેમ ને મગરૂરી વચ્ચે હું અનિશ્ચિત ઉભો. પ્રેમ ઉછળ્યો. પાછલી વાત વિસારે પાડી તેને હૈયા સરસી ચાંપવા મન થયું: અનુભવેલાં દુ:ખ અને અન્યાયે અતડા થવા કહ્યું. તેની શારીરિક દુર્બલતા જોઈ મારા મનમાં ધ્રાસ્કો પડ્યો. મેં ધાર્યું હતું કે કોઈ દિવસ પણ એવો પ્રસંગ આવશે. અને પશ્ચાત્તાપથી પવિત્ર થએલી પ્રિયાને હું એકવાર ફરી મારી કરીશ, પણ આ શરીર—

તે જાગી: પીળાં પડી ગયેલાં નિસ્તેજ નેત્રો મને જોઈ ચમક્યાં. વાત શી રીતે કરવી એ મુંઝવણ પડી. ભુતકાલને આઘો ઠેલી મેં જ વાત ઉપાડી. મને એમ થયું કે આ શિક્ષાપાત્ર સ્ત્રીને ભલમનસાઈ દેખાડવી એ ખોટું; પણ પ્રેમાળ હૃદયે–વાટ જોતાં થાકેલા, હારેલ દુ:ખિત હૃદયે કોઇનું કદી માન્યું છે કે મારૂં માને ? મેં તેની ખબર પુછી.

ઉત્તરમાં તે રડી. ડુસકે ડુસકે પાપનો પશ્ચાત્તાપ કરી એણે મને શરમીન્દો કર્યો. સ્નેહસાગર ઉછળ્યો. એનું રૂદન હું સ્થિર ચિત્તે સાંભળી શકયો નહિ. ગમે તેવી હોય, ભલે અનીતિના નરકમાં રગદોળાયલી હોય તો પણ શું ? દઢતા, નિયમ, ન્યાય,–એ બધા વિચારો ફેંકી દીધા. પ્રેમના પુર આગળ ફાંફાં શા કામનાં ? બધું ભુલ્યો, ફક્ત બાળપણની રમાડેલી લડાવેલી પ્રિયતમા જ નજર આગળ રહી. મારી કમલાને મેં ફરી મારી કરી ! મારી હૃદયેશ્વરીને ફરી મેં શિરતાજ પહેરાવી મારા જીવનનું સામ્રાજ્ય સોંપ્યું. પણ હાય ! દુર્દૈવને તો આ ભાંગ્યું તુટ્યું સુખ પણ આપવાનું ન રૂચ્યું ! મારી કમલાએ વિયોગમાં ઝુરી, દુ:ખી થઈ, ભયંકર ક્ષયને આદર્યો હતો. મહેનત કરી, બહુ યે ઉપચારો કર્યા, પણ તે યમદૂત ગયો નહિ. દિવસે દિવસે તેનું શરીર ક્ષીણ થતું ગયું. અમારૂં સંયોગસુખ અમને પંદર દિવસ પણ પહોંચ્યું નહિ. અને

મને ટળવળતો મુકી ભ્રમમાં ફૂસાયેલી પવિત્ર હૃદયની મારી પ્રેમમૂર્તિ આ દેહ છોડી ચાલી ગઈ.

શું મારૂં સુખ? નાળીએરીનો છાંયડો પણ નશીબે ન આપ્યો! નીચે જતાં જ નાળીએરે તાલ તોડયું. કોને દુશ્મન ગણું: દુનિયાને કે દુર્દૈવને?



# એક સાધારણ અનુભવ.

રઘુનન્દન અને હું દિલોજાન દોસ્ત હતા. બાળપણમાં અમારો વિદ્યાભ્યાસ સાથે થયો હતો એટલું જ નહિ, પણ દરેક જાતની ભવિષ્યની આશાઓના મોટા બુરજો જે અમે ચણતા તેમાં પણ અહર્નિશ અમે સાથીઓ હતા. કૉલેજમાં શીખતા બીનઅનુભવી યુવકોની સ્વચ્છંદ કલ્પનાથી અમે અનેક જાતના વિચાર કરતા; વિશ્વવ્યાપક હિલચાલોના અગ્રગણ્ય નેતા થવાની શક્તિ અમારામાં છે એમ માનતા; પ્રલયકાળના સમુદ્ર-તરંગ જેવો લ્યૂથરનો આત્મા કે બુદ્ધનો ઉત્સાહ અમારો છે એમ ધારતા; અને એ બધી શક્તિઓને દુનિયાની ઉન્નતિ માટે ઉપયોગમાં લાવવા દૃઢ નિશ્ચયો કરતા. તેમાં મારા કરતાં રઘુનન્દનમાં ટાપટીપ વધારે–જીભ જરા વધારે સબળ, એટલે એ કઈ ઉચ્ચ શ્રેણીએ પહોંચશે તેનો મને ખ્યાલ નહોતો આવતો. ઘડીમાં એમ લાગતું કે તે ધાર્મિક સુધારક થઈ સત્યને માટે ઈસુ ખ્રીસ્તના કારમા મૃત્યુની મહત્તા પામશે; ઘડીમાં લાગતું કે દેશઝનુનમાં જાન ઝંપલાવી કોઈ નરરત્ન વીર થશે; ઘડીમાં એમ થતું કે સુરેન્દ્રનાથ સમું અપ્રતિમ વક્તૃત્વ કેળવી દેશની ચારે દિશા ધગધગતા શબ્દાંગારોથી પુરશે.

પછી એ મુંબાઈ આવ્યો. પૈસાનો કાંઈક ઓટ હોવાથી એક અંગ્રેજી નિશાળમાં ચાલીશ રૂપીયાના માસ્તરની જીંદગીમાં મારૂં તો મનોરાજ્ય મારે વિરામવું પડ્યું. રઘુનન્દને અભ્યાસ જારી રાખ્યો. અમારો પત્ર-વ્યવહાર નિરન્તર ચાલ્યા જ કરતો, અને ભલે હું નહિ તો મારો મિત્ર પણ બાલપણનાં સ્વપ્નો મૂર્તિમંત કરશે એમ માની સંતોષ લેતો.

વરસેક દિવસે અમે મળ્યાં. જરાક મને ખેદ થયો. મેં ધાર્યું હતું કે રઘુનન્દનના નિર્મળ હૃદયની સ્વચ્છતા પર કદી જરા પણ ઝાંખ વળશેજ નહિ, પણ તેની રીતભાતથી મને અચંબો થયો. અન્તરના ઉલ્લાસ કરતાં કૃત્રિમ રીતભાત તેનામાં વધારે દેખાઈ; હેત અને ઉત્સાહના નિર્મલ ઝરણમાં દુનિયાદારીનો કીચડ વધારે ઠરતો લાગ્યો. મેં એવા

વિચારો મનમાંથી કાઢી નાખ્યા; વખતે મારા નિરીક્ષણમાં ભુલ હોય. મેં જુનાં સ્વપ્નોની વાત છેડી; થોડોક તેમાં તેણે રસ લીધો—પણ વધારે રસ તો મુંબઇની મજાહ, ત્યાંના નાટકો અને ત્યાંની ફેશનમાં એ લેતો હોય એમ લાગ્યું. અમારી મોટી આશાઓની અટારીઓમાં એણે કાંઈ ફારફાર કર્યો હોય એમ દેખાયું, છતાં તેનામાં મારી શ્રદ્ધા અડગ રહી. સ્થૂલ સુખોને ઇષ્ટ માનનાર પાશ્ચાત્ય સંસ્કૃતિના અલબેલા બજાર જેવા મુંબઇના વાતાવરણથી વખત છે ને જરા માનસિક ફેરફાર થાય એ સ્વાભાવિક હતું. મારા સ્નેહને લીધે મેં તેનામાં સ્પષ્ટ દેખાઇ આવતા અધઃપતન તરફ આંખ આડા કાન કર્યા.

રઘુનન્દન અને એક સુશીલ બાલિકા વચ્ચે કાંઇક પ્રીતિ હતી. તે તેના ગુણો વિષે હમેશ મને પત્રમાં લખતો અને જતે દાહડે તેની સાથે જ તે પરણશે એમ મેં ધાર્યું હતું, પણ તે છોકરીના બાપની સ્થિતિ સારી ન હોવાથી હાલ પરણવાનું મોકુફ રાખ્યું હતું એમ મને કહેવામાં આવ્યું હતું. એએક મહિના પછી મારા પર પત્ર આવ્યો કે રઘુનન્દને એક શ્રીમન્તની છોકરી સાથે વિવાહ કર્યો છે. મેં પહેલાં માન્યું નહિ. રઘુનન્દનને લખ્યું પણ તેણે કાંઈ જવાબ વાળ્યો નહિ. રઘુનન્દન જેવો ઉંચી ભાવનાવાળો માણસ એક સ્નેહલગ્ને પોતાની કરેલી પ્રિયતમાને છોડી બીજીને પરણે એ મારા માનવામાં આવ્યું નહિ. એ અરસામાં મારે મુંબઇ જવાનું થયું. હમેશ પત્ર લખતાંજ રઘુનન્દન દોડતો સ્ટેશન પર આવતો; આ વખત એ મારા ગયા પછી પણ એક દિવસ સુધી આવ્યો નહિ. મારા મનમાં અનેક વ્હેમ ઉત્પન્ન થયા. મારૂં હૃદય ઘણું દુઃખાયું; રઘુનન્દનની ભવિષ્યની મહત્તા અને દેશોપયોગિતા પર મારી એટલી શ્રદ્ધા હતી કે એનું અધઃપતન જો થાય તો દેશને અને સમાજને કારી ઘા લાગે એમ હું માનતો હતો.

દોઢ દિવસે ભાઇસાહેબ જણાયા. વિલાયતી ફેશન અને મોંઘા વસ્ત્રોમાં દીપતા રઘુનન્દનને જોઈ મને આશ્ચર્ય લાગ્યું. સાદું જીવન અને ઉચ્ચ વિચારની પવિત્ર ભાવનાના સાધકને આટલો દમામ શો? સાહેબ બેઠા. ઉંચી સોસાઇટીની

કહેવાતી ચાલાકીથી થોડી વખત આમતેમ વાત કરી. મારાથી ન રહેવાયું. પુછ્યું "હા, ફલાણા શેઠીયાની એકની એક છોકરી સાથે મારાં લગ્ન આવતે મહિને થશે," આંગળી પર વીંટીનું ઝળકતું નંગ ઉપર આણતાં તેણે કહ્યું. "તારે પણ આજે આવવું પડશે વાલકેશ્વર. તારી ઓળખાણ કરાવશું" વાત છુપાવી અતડાપણું દર્શાવી, કરેલો મિત્રદ્રોહ—ગરીબ માબાપની નિરાધાર છોકરીને દગો દઇ વ્હોરેલો પ્રેમદ્રોહ—પૈસાની લાલચમાં સ્વીકારેલા નવા સંબંધમાં તેમજ ફેશનમાં ડૂબી અન્તરનું કરેલું આચ્છાદન અને આત્મદ્રોહ. આ સઘળું મેં જોયું અને શરમાયા વિના આટલી નફટાઇમાં તેને નાચતો જોઇ મને તિરસ્કાર આવ્યો. આ રઘુનન્દન! તેને મેં ઉધડો લીધો. કલાક સુધી મેં કહેવાય તેટલું તેને કહ્યું, તિરસ્કારનો આખો શબ્દકોષ ઠાલવ્યો, પણ તેણે હસ્યાજ કર્યું.

આખરે તેણે જવાબ દીધો: જો ભાઈ! એ બધાં આપણાં સ્વપ્નો હતાં, પણ આપણામાં કાંઈ લ્યૂથર કે શંકરની પ્રતિભા છે? આપણે અલ્પ શકિતવાળા છીએ. તે છતાં પણ જો આપણી પાસે સારો પૈસો હોય તો આપણે કાંઇક અંશે તેનો સદુપયોગ કરીએ, તેનાથી દેશનું ભલું કરીએ. એકલાં ભાષણ કરતાં પૈસાનો ત્યાગ કરી દેશસેવા કરવામાં વધારે શોભા છે. તું જો, જરા થોભ. મન થોડું મારવું તો પડે; છતાં આપણે એનાથી કેટલો લાભ જનસમાજને આપી શકીએ!" આ ખ્યાલ જરા હલકો હતો, પણ ઠીક દેખાતો. મને થયું કે રઘુનન્દન હજી કાંઈ કરશે. લક્ષાધિપતિ થઈ ઉચ્ચ ત્યાગનો દાખલો બેસાડી, લક્ષ્મી અને સરસ્વતી બન્નેને પ્રસન્ન કરી, ખરેખર એની ભાવનાઓ થોડેક અંશે પુરી પાડશે.

થોડે વખતે રઘુનન્દન ધામધુમ સાથે પરણ્યો. સાંભળ્યા પ્રમાણે છ મહિને એણે તરછોડેલી પ્રિયતમા વિરહથી રીબાઈ સ્વધામ ગઈ. તે વખતે રઘુનન્દન મહાબલેશ્વરમાં મોજ માણતો હતો. નવી સ્ત્રીના સઘન સ્નેહમાં નિર્ધન અભાગણીના અકાળ મરણની કાંઈ લાગણી થાય? કાગળ વાંચી, કચરાની ટોપલીમાં તેને વિસર્જન કરી, પત્ની સાથે ટેનિસ રમવા રઘુનન્દન ચાલ્યો ગયો.

ત્યાર પછી ત્રણ વર્ષે હું મુંબાઇ આવ્યો. મારે માટે મોટર હાજર થઈ હતી. અખુટ પૈસાના વિલાસમાં લહેર કરવાનો અનુભવ મને નવો હતો. ઝપાટાબંધ અમે વાલકેશ્વર ગયા; માણસોએ આવી મારે માટે રાખેલો ઓરડો દેખાડ્યો. આખા મકાનનો વૈભવ રાજાઓનો ગર્વ ઉતારે તેમ હતો. જો ફક્ત બંગલાનો નકામો સરસામાન વેચી પૈસા એકઠા કર્યા હોત તો પણ ત્રીજી સાલના દુકાળમાં એક પણ જીવ કે ઢોર મરવા પામત નહિ! એક જીવ જે કાઠીયાવાડમાં ફુટી બદામને અભાવે અન્નજલ વિના તરફડીયાં મારતો મરણ પથારીમાં પડ્યો હતો તેનાથીયે વધારે નાપાક જીવને ખુશ રાખવા, તેની લિપ્સા સંતોષવા કેટલો ખરચ! કેટલી મહેનત! કેટલી ખુશામત!

પછી રઘુનન્દનને હું મળ્યો—મારા વિદ્વાન બાળસ્નેહીની માનસિક ઉત્સાહથી ચમકતી આંખો, ઉંચી અભિલાષાથી ધ્રુજતો તેનો શબ્દ, અભ્યાસના ગૌરવથી ઓપતું કપાળ એ બધાની જગ્યાએ આળસમાં ગરક થયેલી વિષયી આંખો, ફેશનેબલ ગણાતી પારસીશાઇ ભાષા અને જરા બોલતાં તસ્દી પડતી હોય એવો લંબાતો સ્વર, અને અનેક સુવાસિત પ્લાસ્તરોથી ચકચકિત કરેલું મોઢું—આ બધો ફેરફાર જોઈ હું તો ચમક્યો.

પછી જાણે ઇંટમટોડી કે કાચ લાકડામાં કાંઈ ભવ્યતા હોય તેમ એમનો બંગલો દેખાડવા તેણે મને સાથે લીધો. તેના વર્ણનથી કોને લાભ થવાનો હતો? મને ગ્રીસનો એક મહાત્મા સાંભર્યો. એક પૈસાદાર શિષ્યે ડાયોજીનીસને પોતાનો ભવ્ય મહેલ દેખાડી, પ્રશંસાની આશાએ તે તત્ત્વવેત્તાનો અભિપ્રાય પુછ્યો. ડાયોજીનીસ શિષ્યના મ્હો ઉપર થુંક્યો અને હસીને કહ્યું: "આ બધું સુન્દર છે; માત્ર ગલીચ જગ્યા આટલીજ છે." મને પણ રઘુનન્દનને એવો કાંઈ શિરપાવ આપવાનું મન થયું.

આ ફલાણો "હૉલ" ને આ ઢીકણો "રૂમ" કરતા કરતા અમે કહેવાતી લાયબ્રેરીમાં આવ્યા. અનેક ચળકતાં કબાટોમાં ઘણાંજ સારાં પુઠાં અને સોનેરી નામોથી સુશોભિત, કોઇ એક અસ્પર્શ્ય, વિષયી જમાનાની વાસના તૃપ્ત કરવા લખાયેલી વાર્તાઓ મેં ત્યાં દીઠી. થોડાંએક કબાટોમાં સાહિત્યના ગ્રંથો જેમના તેમ—વગર પાનાં કપાયે—શોભતા હતા. છેલ્લા પાંચ વર્ષમાં કોઇ પણ તેને અડક્યું હોય એમ લાગતું નહોતું.

"રઘુનન્દન, તારી કૉલેજની નાની ચોપડીઓનું શું થયું? એ તો તારી જીવજાન ચોપડીઓ હતી!"

"કઈ પેલી છ છ આનાની! હં. એ તો તદ્દન નકામી પડી. તે મેં ફેંકાવી દીધી." ખરેખર, ઉંચા વિચારોની જનેતાઓ ગઇ, પછી ભાવનાઓ કયાંથી રહે?

એટલામાં એક નોકરે આવી કહ્યું કે જોસફાઇન માંદી થઈ ગઈ છે. એ નામ સાંભળીને મને મહાન નેપોલીઅનની સ્ત્રીનું સ્મરણ થયું, અને રઘુનન્દનનું ચિન્તાવાળું મોઢું જોતાં એ વ્યકિત કોણ હશે તે જાણવા જીજ્ઞાસા થઇ. હાંફતા હાંફતા અમે એક ઓરડામાં આવ્યા. તે ઓરડો કાંઇ કુતરાની પાંજરાપોળ જેવો લાગતો હતો, કારણ કે ૧૫-૨૦ કુતરાં મોજ કરતાં ત્યાં મેં જોયાં અને મારા અત્યંત તિરસ્કાર વચ્ચે જોસફાઇનિ એક કુતરી છે એમ મેં જાણ્યું. આ ભાગ્યશાળી જાનવર માટે મોટરમાં ડાકટર આવ્યા અને તેને શાન્તિ થઇ ત્યારે રઘુનન્દન જંપ્યા. એ વખતે પેલી સ્વર્ગસ્થ પ્રેમાળ બાળા જે રઘુનન્દનની અધમતાને લીધે બાલપણમાં મરી ગઈ હતી તેનું સ્મરણ મને થયું. મને કમકમાં આવ્યાં. ત્યાર પછી દરેક કુતરાની જાત, કુટુંબ, ગુણ વગેરેનો ઇતિહાસ મને તેણે કહ્યો. ખરેખર, આટલી બધી યાદદાસ્ત બીજે ઠેકાણે વાપરી હોત તો હિન્દુસ્તાનનો સરસ ઇતિહાસ લખાત.

ત્યાર પછી અમારી તબેલાની મુસાફરીનું અને ઘોડાઓના ગુણનું વર્ણન લખી વાંચનારને કંટાળો આપીશ નહિ. મને એટલુંજ થયું કે રઘુનન્દન કુતરાં કે ઘોડાંગધેડાંનો વેપારી હોત તો ઘણું સારૂં કામ કરી દુનિયાને કાંઈ વધારે ઉપયોગી થાત. બધું જોયું. પછી રઘુનન્દને પોતાની સમૃદ્ધિ અને વસ્તુઓનાં વખાણ કર્યાં "કેમ દોસ્ત! બધું ફક્કડ છેને? એક જ સાળી પીડા છે.!"

"શું?" મેં તિરસ્કારથી પુછ્યું.

"આવક પહોંચતી નથી. શું કરૂં? મહામુશ્કેલીએ આવી રહે છે."

પળ વાર પર જોયેલા ડઝન ઘોડા, બે ડઝન કુતરાં ને પાંચ ડઝન ખાસડાં મને યાદ આવ્યાં, પણ હું બોલ્યો નહિ.

"ત્યારે બીજા કાંઈ કામમાં તો પૈસા ક્યાંથી જ વપરાતા હોય?" મેં પુછ્યું.

"અરે નહિ રે! એક દમડી પણ બચતી નથી. હું શું કરૂં?" જાણે એમાં દમડીનો વાંક હોય તેમ તેણે કહ્યું. "પણ નહિ દોસ્ત! ખરૂં કહે બધી વસ્તુ ગોઠવાઇ તો મજાની છે ને?"

"ખરેખર રઘુનન્દન બધાની જગ્યા મેં જોઈ, પણ એક વસ્તુ મુકવાની જગ્યા કાંઈ દેખાઇ નહિ."

"શાની?"

"શાની! અહિયાં બધું છે. પણ તારી ભાવના, પુરૂષાર્થના ઉંચા આદેશ, ત્યાગ અને સેવાના શુદ્ધ સંકલ્પનું સ્થાન કાંઈ અહિયાં દેખાતું નથી. તેને માટે કાંઇ જગા નથી. તે બધાં તું પહેલાં રહેતો હતો તે કાલબાદેવીની નાની ગંદી ઓરડીમાં રહી ગયાં એમ ભાસે છે; અને જુનો રઘુનન્દન પણ ત્યાં જ રહ્યો નહિ વારૂ?"

મારા નાના ગામમાં, અને ટુંક પગારમાં મેં મારી ભાવનાઓ વધારે સારી રીતે જાળવી હતી.

પાંચ છ દિવસ સુધી ભોગવેલી અત્યંત મોજથી ગુંગળાઈ મારે ગામ જવા હું નીકળ્યો. બંગલો છોડતાં મને ભર્તૃહરિ યાદ આવ્યોઃ

साहित्य-संगीत-कला विहीनः
साक्षात्पशुः पुच्छविषाणहीनः ।
तृणं न खादन्नपि जीवमान-
स्तद्भागधेयं परमं पशूनाम् ॥

# કોકિલા.

૧

મારી સ્ત્રીના મરણને બેત્રણ મહિના વીત્યા એટલે સ્થલફેર કરી બેચેની મટાડવાનો કાંઈ ઉપાય લેવા મેં નિશ્ચય કર્યો. મે મહિનામાં રજા પડી એટલે હંમેશના નિયમ પ્રમાણે મુંબઇ છોડી બહારગામ જવાનું મન થયું. અદાલતના વાતાવરણમાંથી થોડો વખત છુટા થવું અવશ્યનું છે. માણુસની અધમતાના ઇતિહાસો છોડી કવચિત્ કવચિત્ કુદરતને ખોળે જઈ બેસવું પણ જરૂરનું છે. પણ હવાફેરનાં પ્રખ્યાત સ્થળોથી મને કંટાળો આવતો. મુંબાઇની ધમચકડી છોડી સ્વાભાવિક રીતે મન નિરંકુશ આનન્દ અને વિનોદના સ્થાનમાં જવા ઇચ્છે; પણ પાશ્ચાત્ય સુધારાની અનંત પ્રવૃત્તિમાં કોણ જાણે એવી તો ખુબી છે કે તેમાં ભમતો કીડો કદી પણ તેના વિકારને છોડી શકતો જ નથી. માથેરાનમાં ફૅશનની તુચ્છ કૃત્રિમતા; મહાબળેશ્વર જાણે બીજું વાલકેશ્વર; અસંતોષી કુમ્મસ પણ એજ પંથે પધારવાની હોંસ ધારતું! જો એમ કરતાં ભૂલેચૂકે આપણે સ્વર્ગે ભુલા પડીશું તો મારી ખાત્રી છે કે પુરાણા બિચારા ઇશ્વર ભગવાનને પણ કોઈ એક ફૅશનેબલ સંમેલનનું પ્રમુખપણું આપી સુધરેલી રીતભાતો શીખવી દઇશું.

આ બધાં કારણથી આ વખત મેં પાવાગઢ પસંદ કર્યું. ચાંપાનેર મારી પ્રાચીન રળીયામણી ગુજરાતનું ઐતિહાસિક રાજનગર મારા મનમાં ઉછળતા ઉલ્લાસો પ્રેરતું; તેને જોઈ મારા દેશની જુની જાહોજલાલી નજર આગળ ખડી થતી; નવો જ ઉત્સાહ આવતો. તે દિવસોનું શૌર્ય અને તેજ તે સમયની કંપાવતી જીવનકથા, તે વીર સમયનું આત્મસમર્પણ, આ વેપારી વખતમાં અસ્ત થયાં છે. ખંડીએરો જોઈ વિચારો કરીએ એ જ.

રજાના બાકી રહેલા દિવસો માંચીમાં જ નિર્ગમન કરવા મેં વિચાર કર્યો. પાવાગઢની માતાના પૂજારીની સીફારસથી મને દરેક જાતની

સગવડ કરી આપવામાં આવી હતી. મેં નક્કી કર્યું હતું કે દુનિયાથી દૂર જઈ ઘણા દિવસનો ચઢેલો કાટ મન પરથી ઉતારીશ; અંતરની ગહનતામાં તેને ઝબોળી ચિરકાલથી ઇચ્છેલી નિવૃત્તિ અનુભવીશ. મારા શિવાય બીજાું કોઈ ત્યાં હોય એમ મને લાગ્યું નહિ. પણ મને જ્યાં ઉતારો આપ્યો હતો તેની સાથે કેટલીક ઓરડીઓ હતી. ત્યાં કોઈ રહે છે કે નહિ તે તપાસવા નીકળ્યો. છેલ્લી ઓરડીમાં કાંઈ વસ્ત્ર જેવું દેખાયું. મારા જેવો કોઈ બીજો ધૂની પણ નિર્જનતાનો લ્હાવો લેવા અહિયાં આવ્યો છે, એમ ધારી તે તરફ ગયો. બારણું ઉઘાડ્યું. ચમક્યો ને ઉભો. ત્યાં પડેલી કોઈ બાહોશ સૌન્દર્યસેવકને છાજતી સામગ્રીઓ અને તે વળી ઘરડા બિચારા પાવાગઢમાં જોઈ હું સ્તબ્ધ થયો. રસના અવતાર સુવિખ્યાત શેલીનાં અંગ્રેજી કાવ્ય; સ્ત્રી–ઉપયોગી વસ્ત્રો; ખૂણામાં પડેલી તરછોડેલી જેવી વીણા; એક અપૂર્ણ ચિત્ર! હું વિચારમાં પડ્યો. કાંઈ સ્વપ્નનો ભાસ જરા થયો.

ઘરવાળી બાઇએ બૂમ મારી મારું ધ્યાન ખેંચ્યું: "ભાઈ, ત્યાં જશો મા. ત્યાં તો કોકિલા રહે છે."

કોકિલા! રમણીય વસન્તના શણગારનું મધુરું નામ! મારું આશ્ચર્ય વધ્યું. "કોકિલા કોણ?" મેં પુછ્યું. "એમના કોઈ દોસ્તદારની છોકરી થોડાએક દિવસ થયાં અહિં આવીને રહી છે. આ એસ્તો તમારા ભણતરની પીડાઓ." ઘરડી જીભે લપલપાટથી વાત શરૂ કરી. મીઠુંમરચું બાદ કરતાં ભાવાર્થ એ નીકળ્યો કે કોઇ બિચારી કેળવાયેલી કુમારિકા ગાંડી થઇ ગઇ છે; અને ડૉકટરોની સલાહથી હવાફેર કરવા અહિયાં રહેલી છે અને તેને હાલ જરા આરામ છે.

ગુજરાતી છોકરીઓમાં આ હોંશિયારી, આ નામ અને ગાંડપણ!–કંઈ અરેબિયન નાઇટ્સની વાત લાગી. મારું મન આ ચમત્કારી વ્યક્તિ જોવા એકપગે થયું, પણ કાશીબાઇએ કહ્યું કે એ તો સવારે બહાર નીકળે છે તે ભાગ્યેજ સાંજ પહેલાં આવે છે. એ પણ ખરું! આખરે મન ન રહ્યું ને બહાર નીકળ્યો; કાંઇ પણ પત્તો લાગ્યો નહિ. આખરે થાકી સુતો.

સવારે ઉઠતાં વાર કોકિલાના ઓરડા તરફ ગયો, પણ મારી અત્યંત નિરાશા વચ્ચે ત્યાં કોઇપણ હતું નહિ એમ માલુમ પડયું. સૂર્યોદયને જરા વાર હતી, પણ આ અસાધારણ સુન્દરીને જોવા તરસ વધવા માંડી. અરણ્યમાં જલ વિના તરફડતા તૃષાર્ત મુસાફરની માનસિક સ્થિતિ કાંઇક યાદ આવી. કયાં સુધી ખોળ નિષ્ફળ ગઈ. આખરે પાપી પત્તાઇના તુટેલા મહેલમાં જઇ બેસવાનો વિચાર કર્યો ને તે તરફ વળ્યો. તેનાં ખરતાં ઘસાયેલાં જીર્ણ પગથીયાં ઉતરી નીચે આવ્યો; અગાશી તરફ નજર કરતાં મારી આંખે અવર્ણનીય દેખાવ જોયો.

અગાશીની કોર પર અખંડ યૌવના ઉષાની આરસની મૂર્તિ જોઈ હું ચમક્યો. ઉગતા સૂર્યનાં સોનેરી કિરણો તેના સફેદ વસ્ત્ર પર દિવ્યતા પાથરતાં કાન્તિને અદ્‌ભુત તેજે દીપાવતાં હતાં. આ કોકિલા! ગુજરાતની ઘણીયે રૂપવતી રમણીયો મેં જોઈ છે, વખાણી છે, પણ કાબેલ કિસબીની કોરી કાઢેલી અપૂર્વ પ્રતિમા જેવું શરીરસૌન્દર્યની પરિસીમાએ પહોંચેલું આ મુખ સ્વપ્ને પણ મેં જોયું ન હતું. રંભાઓનો રૂપવર્ગ ન હતો; વિલાસવતીઓની ટાપટીપ ન હતી; જડ જગત્ પર અમૃત સિંચતી રૂપેરી ચંદ્રિકા માફક તેનું સૌંદર્ય અજાણતાં આહ્‌લાદ પ્રસારતું, કાંઈ અલૌકિક ભાસ કરાવતું. તેનું શરીર જાણે પૃથ્વીતત્ત્વવિહીન કોઈ દેવાંગનાનું સૂક્ષ્મ તેજોમય રૂપ લાગતું. જો પાશ્ચાત્ય વિદ્યાનો જડવાદ જરા મારામાં ઓછો હોત તો હું જરૂર તેને કોઈ ભુલી પડેલી વનદેવી, અથવા પાસે સુકાઈ ગયેલા મુખમાંથી સૂર્યનું આરાધન કરવા નીકળી પડેલી સાગરકન્યા વિશ્વામિત્રી જાણત. કોકિલાનું ધ્યાન ન હતું. છાનામાના પાછા જવાનો વિચાર કર્યો; પણ આટલે પ્રયાસે કોકિલા મળી અને હવે તક ચુકવી કામની નહિ.

મેં ખાંસી ખાધી. કોકિલાએ ફરીને મારી સામું જોયું. કોઇએક સોનેરી સ્વમાનાં અર્ધ ભુલેલાં સુન્દર સ્મરણોનાં જાણે પ્રતિબિમ્બ પડતાં હોય એવાં તેજસ્વી રસાળ નયનોએ મારા તરફ આકર્ષક જ્યોતિ નાખી.

"માફ કરજો, આપના વિચારમાં કાંઈ ખલેલ તો થઈ નથી ને?"

સ્થિર નયનોએ પલકયા વગર મારી સામું જોયાં કર્યું. શું આ સુન્દરીને ખરેખર ચિત્તભ્રમ હશે ?

"તમારૂં જ નામ કોકિલા કે? કાશીબાઈ કહેતાં હતાં."

"હા," ધીમે મીઠે સ્વરે તેણે જવાબ આપ્યો. "તમે કોણ છો?"

"હું મુંબઇમાં વકીલ છું. મારૂં નામ કિશોરલાલ."

જાણે ડરતી હોય, મનમાં કાંઈ વહેમાતી હોય તેમ ધીમે ધીમે વાત કરી. સાથે સાથે અમે બહાર આવ્યાં. કોકિલાને જેમ વધારે જોતો તેમ આશ્ચર્યચકિત વધારે થતો. તેનું રૂપ, સ્વર, પહેરવેશ, સર્વપર એક જાતનું લાવણ્યમય વ્યક્તિત્વ દેખાતું. તાજમહેલનો દરેક પથ્થર જેમ પૂર્ણ સૌન્દર્યથી શોભે છે તેવાં જ એનાં દરેક કર્મ અપૂર્વતાથી દીપતાં. અમે સાથે ચાલ્યા પણ જ્યારે એના તરફ હું જોતો અને એની ડોલનમય ચાલ મારી નજરે પડતી, ત્યારે શરમાઈ હું મારી પોતાની તરફ જોતો અને જાણે ગુલીવર સાથે ઘોડાના દેશમાં જઈ હું તેમની રવાલ શીખી ચાલતો ન હોઉં, એમ મને લાગતું.

આ લાવણ્યે મારી જીજ્ઞાસા એટલી વધારી દીધી હતી કે કાંઈ પણ પુછવાનું મન થયું. એકબે સવાલો કર્યા તેમાં પ્રત્યુત્તર ઠીક મળ્યા નહિ; પણ વકિલાતની ટેવ ને કુતરાની પુંછડી બે એક સરખાં. ઉલટ તપાસમાં જરા હું પંકાતો એટલે આ ઘડીએ પણ જીભ ચળવળી.

"તમે પરણ્યાં છો કે કુંવારાં ?" આ ભંડારનો કયો ભાગ્યશાળી ભર્ત્તા છે, એ જાણવાને ઉત્કંઠા થાય એ તો સ્વાભાવિક, પણ મારા શબ્દોએ કાંઈ જુદી જ અસર કરી. કોકિલા મારા તરફ ફરી; તેજોમય આંખો જરાક ચળકી, સખત થઈ. મીજાજમાં જરાક મોઢા પર લાલી આવી. માથું ફેરવી ગુસ્સામાં મને છોડી બાજુની એક પગથીએ તે ઝપાટાબંધ ચાલી ગઇ. હું તો શરમાયો, જાંસા ખાધેલા બાળક જેવો ફીક્કે ચહેરે ઉભો. મારૂં અડધું આયુષ્ય આપે જો આ પ્રશ્ન પાછો ખેંચાતો હોત તો તેમ કરત. નીચું જોઈ ઘર તરફ ગયો. હૃદય ચણચણતું રહ્યું.

૨

થોડા વખતમાં જ કોકિલાની મોહક ભવ્યતાએ મને ભાન વગરનો કર્યો હતો. એને તે વખત ચાહતો હતો—ભાગ્યે જ. આટલા દિવસને અન્તરે કાંઈ કહી શકતો નથી, પણ શું કરવું એ સુઝયું નહિ; કાંઈ ચેન પડયું નહિ. રાતે વિચારમાં નિરાશામાં બેઠો હતો ત્યાંથી જાગ્યો.

"મિ. કિશોરલાલ !—"

ઘણા દિવસનું ગુમાવેલું રત્ન હાથ લાગતું હોય તેમ ધ્રુજતી અભિલાષાથી મેં ઉંચું જોયું. હૃદય ધબકયું, કંઈકિ હરખાયું, બારણામાં કોકિલા ઉભી હતી. જેઓએ એ આકૃતિને જોઇ નથી, જેઓ એ નયનો આગળ નમ્યા નથી તેઓને મારા હૃદયમાં સ્ફુરતા માનાંકુરોનો ભાગ્યેજ ખ્યાલ આવશે. કોકિલાએ આવીને સવારની વર્તણુક માટે માફી ચાહી. કોકિલા માફી માગે ! મારા વાંક માટે મેં પણ પશ્ચાત્તાપ દર્શાવ્યો. કોકિલાની વાત કરવાની છટા કાંઈ ઓર જ હતી. નિર્જન એકાન્તમાં પથરાતી જ્યોત્સ્નાની અમૃતમય વિમલતામાં દૂરથી વેણુ વાગે અને હૃદયે આનંદ વર્ષાવે એવો કાંઈ કોકિલાના મધુરા રસમય આલાપનો ભાસ થતો.

તે ગઈ, પણ આખી રાત સ્વપ્નસૃષ્ટિમાં મારી સહચરી થઈ રહી. નિર્દય સૂર્યે એ સુખમાંથી મને ખેંચી લીધો. પછી સાંજ સુધી મારે કમનસીબે ફરી મેળાપ થયો નહિ. છેક સાંજે એક ખંડીયેર પાસે પડેલા પથ્થર પર તેને બેઠેલી દીઠી. દૂર દૃષ્ટિથી જાણે વાદળની પેલી મેર જોતી હોય એમ લાગ્યું. વિશ્વવેત્તા કોઈ વિશાળ જ્ઞાનીના પ્રફુલ્લ દિવ્યચક્ષુનું તેજ તેની આંખોમાં ચળકતું હતું. અમે વાતો કરી. એક બીજાના વિચાર જાણવાની તક અમને મળી. વનવગડામાં વાત કરનાર અમે બે એકલાં; એટલે એવી તકો ઘણી મળી. દરેક પ્રસંગે હું કાંઈ નવું નવું જોતો અને નહિ ધારેલી ખુબીઓ નજરે પડતી.

કોકિલાની રીતભાતમાં અને વાતમાં એક નવીનતા હતી. એક પુરૂષ બીજા પુરૂષ જોડે વાત કરે તેવી હિંમત, સ્વાતંત્ર્ય અને ગૌરવથી તે વર્તતી; એટલે આપણાં શરમાતાં, ગભરાતાં બૈરાંઓની ખોટી લજ્જાનો

અંશ પણ તેનામાં ન હતો. આથી સમાનતાનો ભાવ થતો, અને વાતમાં રસ પડતો. તીવ્ર જ્ઞાનેન્દ્રિયો અદ્ભુત રસબંધ પેખતી. જે સૌન્દર્ય, જે રસ, જે ભેદ આપણે સૃષ્ટિમાં, કાવ્યમાં કે સ્વરમાં ભાગ્યેજ ભાળતા તે એની સૂક્ષ્મ બુદ્ધિ પારખતી, અને તેનો સ્વાદ જ્વલંત શબ્દથી મને પણ ચખાડતી. કોઇએક વખત કાંઇ અગમ્ય વિચાર આવતાં સ્વર થડકતો, ચહેરો ઉદાસી થતો, ને દૃષ્ટિ દૂર ફેંકી ઉંઘમાં ચાલતા માણસ જેવી થઇ જતી.

કોકિલાની જીવનની ભાવના અસાધારણ હતી. થોડેક પરિચયે મને તે જણાઈ. ઘણી વખત તે કહેતી: આપણા લોકોના જીવનાદેશ શા તુચ્છ હોય છે! આપણે અલ્પ નથી—ભવ્ય છીએ. આ ભવ્ય સૃષ્ટિની ભવ્યતા આપણામાં છે; એ મહાપ્રાણનું સૌંદર્ય આપણા પ્રાણમાં પણ છે; ફક્ત તે પારખવાને ઇચ્છા નથી—પ્રયત્ન કરવા હિંમત નથી. આપણી જીવનવીણા વિશ્વવિણા જોડે સંવાદી બનાવો. તેના સુરેસુર અન્તરમાં જાગશે, પ્રભુમય બનાવશે. એ સંવાદ એ જ જીવન. ઘણાખરા અસંસ્કારીને તો પોતાના બેસુરા જીવનના કઠોર સ્વરોજ ઠીક લાગે છે. આવાં વાક્યો તેનું રૂપ, તેનું કાવ્ય-મય સૌન્દર્યસેવી જીવન મારામાં નવી ભાવનાઓ પ્રેરતાં, મને બદલતાં, મારા અન્તરના ઉંડાણમાંથી ચમકતાં રત્નો ખેંચતાં.

આ નવા તત્ત્વજ્ઞાને મારૂં માન ઉતાર્યું. ટાઇટેનિક સ્ટીમરના અભિ-માની બનાવનારાઓએ એ કદી નહિ તુટે એવી રચના કરી. મહામાયાના એક રમકડાના જેવા આઇસિબર્ગે—બરફના ડુંગરાએ એ ગર્વને એક વિપલમાં હતો ન હતો કરી દીધો. આ વખતે એ બડાઈ બતાવનારો ને હું આત્મ-સંતોષી વકીલ સાહેબ જોડે બેઠા. દોઢીયાં કમાવાં, મોટરોમાં બેસી, વાલ-કેશ્વરની અમરાવતીમાં લહેર મારી, સ્થૂલ વિષયલાલસાને પ્રભુ બનાવી, જીંદગી પુરી કરવાની આશા રાખનારૂં જીવન આ સાદી, રસમય જીવનની પવિત્ર ભાવના આગળ હાર્યું, નમ્યું. મારી સ્થૂલ જીંદગી પર મને તિરસ્કાર આવ્યો; જીંદગીમાં પૈસા, મોજ અને સત્તાનાં કહેવાતાં સુખો શું સુખ છે? કોકિલાના જેવું કોમલ હૃદય બનાવી રસસરિતાના ઉછળતા તરંગો સાથે

વહેવું એ જ સુખ; પ્રેમ, સૌન્દર્ય, એનો અનુભવ એ જ સુખ. આવા અનેક પાઠો કોકિલાના ગુરૂપદ નીચે હું પઢયો. એની ટીકાથી જુના કવિઓમાં નવો રસ દેખાયો. મારી જુની સૃષ્ટિ પર નવ વસન્ત છાયો. બે ચાર દિવસમાં જગત્‌ના સૌન્દર્ય સાગરની કંઇએક લહરીઓ મારા હૃદયને આરે આવી.

ધીરે ધીરે હું કેદી થતો ગયો. પ્રેમની સુખમય સોનેરી ગુલામગીરીમાં સપડાતો ગયો, મારી સ્વર્ગસ્થ સ્ત્રી ઘણી ભલી હતી; મને પરમેશ્વર લેખતી. તેને માટે મને ભાવ હતો, પણ આ નવું આવતું પૂર અદ્ભુત હતું. જે માનસિક સહૃદયતાથી કોકિલા માટે મને ભાવ પેદા થતો ગયો, જે લાગણીઓ એનું રૂપ, લાવણ્ય, અને સંસ્કારી વિચારોથી પેદા થઈ હતી, તે "શુદ્ધ સાત્વિક પ્રેમ"ની ઉર્મિઓ મારા હૃદયમાં નવી જ સ્ફુરવા માંડી.

આ સ્વર્ગીય સંગતિમાં પાંચસાત દિવસ ગયા. કોઇએક વખત દેખાઈ આવતા ધૂનીપણા સિવાય બીજી કોઈ જાતનું ગાંડપણ મારા દેખવામાં આવ્યું નહિ. પણ આવી વિચિત્ર સ્થિતિ માટે તપાસ કરવાની સ્વાભાવિક ઉત્કંઠા વધવા માંડી. વધારે પરિચય થતાં આટલું બધું પ્રાવીણ્ય કયાં મેળવ્યું હતું તે મેં પુછ્યું. વાત પરથી માલુમ પડયું કે કોકિલાનો બાપ મુંબઈમાં કોઈ અંગ્રેજી પેઢીમાં કારભારી હતો; બધો કારભાર તેનાથી જ ચાલતો. તેના પર તેના સાહેબની ઘણીજ મહેરબાની હતી. કોકિલા ચાર વર્ષે મા વિનાની થઈ. જુના જમાનાનો "ઇમ્પીરિઆલિસ્ટ" વિચારોથી અજ્ઞાત અંગ્રેજે અને તેની સુશિક્ષિત બાઇએ પોતાના નિમકહલાલ નોકરની એકની એક છોકરીને પોતાની પાંખમાં લીધી; તેને પોતાની છોકરીઓ ભેગું શિક્ષણ આપ્યું. દરેક બાબતમાં કોકિલાએ આશા પૂરી અને ધાર્યા કરતાં વધારે બાહોશી મેળવી. વૃદ્ધ ધણીધણીયાણી વિલાયત ગયાં હતાં તો પણ પોતાનો અચળપ્રેમ પોતાની "કાળી" પુત્રી તરફ અવારનવાર દર્શાવતાં અને કોકિલા પણ પોતાના હિન્દુ હૃદયની કૃતજ્ઞતાથી પુત્રી કરતાં પણ વધારે પૂજ્યતા તેમના તરફ રાખતી. વાત કરતાં કોકિલાને નાનપણ સાંભર્યું. હૃદય ઉભરાયું અને

બોલી: "તે જ અરસામાં આ દિવ્ય પ્રેરણા મને થઈ. મારો દૃઢ નિશ્ચય એવો થયો કે જીવનને પૂર્ણ લાવણ્યે મઢવું. દરેક વિચાર, દરેક કાર્ય સંવાદી સૌન્દર્યથી શોભતાં કરવાં. મારી અસાધારણ શક્તિઓએ કામ સહેલથી ઉપાડ્યું. ફત્તેહ નજર આગળ રમી રહી." અવાજ બદલાયો: "પણ ઇશ્વરને ન ગમ્યું......એક વસ્તુ ખુટી...ને ખુટતાં બધું, છે..." શબ્દો અટક્યા, મોટાં નેત્રોમાં છુપાવેલાં આંસુઓ ચળકયાં; કોકિલાએ ડસ્કું ખાધું. હું દુખાયો–અકળાયો, પણ કોકિલા તરફની મારી માનની લાગણી એટલી પ્રબળ હતી કે આશ્વાસન આપવાની પણ હિંમત રહી નહિ. મને ખાત્રી થઇ કે આ નિર્દોષ બિચારીનું કોમળ હૃદય કોઇ વજ્રઘાતથી ભેદાયું છે. શું તે એ નહિ વિસરે? મેં નિશ્ચય કર્યો કે જીવ સાટે પણ તેમ થાય તો મારા જીવવાનું સાર્થક.

સહૃદયી સોબતમાં સમય પણ શરમાય છે. આનંદસ્વરૂપ મોક્ષમાં કાલનો અભાવ હોય છે. કોકિલાને ચરણે બેસી નવા જીવનાદેશો શીખતાં વખત વીતી ગયો. બોલ બોલતાં દિવસો ગયા ને રજા પુરી થઇ. ગાંસડાં પોટલાં બાંધ્યાં અને પાવાગઢના મીઠા અનુભવોને રામરામ કર્યા. કાવ્યરસિકા કોકિલાને છોડતાં આંખમાં આંસુ આવ્યાં.

૩

મોઢા પર તમાચા મારી, ગાલ લાલ કરી, મુંબાઈ આવ્યો. બજારૂ મુંબાઇની દુનિયાઇ પ્રવૃત્તિઓ કાળબાણ લાગી; પણ કોકિલાએ શીખવેલા કાવ્યમય જીવનના પાઠ થોડા થોડા અમલમાં મુકવા લાગ્યો. મિત્રો હસતા; અસીલો જરા ડોકું ધુણાવી વિચારમાં પડતા; હું જ ફક્ત મનમાં મગ્ન થઇ, હૃદયને સૌંદર્ય માટે કેળવવા લાગ્યો. જીવનાકાશમાં નવા નવા મેઘધનુષના આકર્ષક રંગો ખીલવા માંડ્યા, તો પણ કોકિલા વિના તો હૃદય–જીવન બધું શૂન્ય લાગ્યું. ખરેખરા સહૃદય સાથીની જરૂર મને લાગવા માંડી. સંસારમાં ઘણા પ્રેમની તીવ્ર અભિલાષા વગર પાર તરી શકયા છે; તેમાંથી કેટલાક હૃદયહીન અને બાકીના અલ્પસંતોષી. પણ જ્યારે અન્તરના સંસ્કાર ખીલે છે ત્યારે તરસ્યો અવાજ નીકળે છે–પ્રણયી વિના પ્રાણ તર-

ફૂટે છે અને કોકિલા જેવી મનુષ્યદેવીને જોયા પછી અસંતોષ સબળ થાય એમાં કાંઇ નવાઈ જેવું નથી. બધી વ્યક્તિઓ ખામીભરી દેખાય છે. તે જ રમ્ય મૂર્તિ નજર આગળ રહે છે–શ્વાસોશ્વાસમાં તેનુંજ રટણ ચાલે છે.

કયાં સુધી કાંઇ ખબર આવી નહિ. દિવસ ને રાત એજ ધ્યાનમાં હું રહેતો. આખરે સ્વાતિબિન્દુ પડ્યું. કોકિલાનો પત્ર આવ્યો. તે મુંબાઈ આવી હતી. અક્ષર જોતાંજ મન બાવરૂં બન્યું. મારૂં ચાલત તો દરેક શબ્દ અંતરમાં કોતરત. તે પત્રના સ્પર્શે કંઇક શાન્તિ, કંઇકિ અશાન્તિ પ્રેરી, મળવા મન તલસ્યું.

કોકિલાને હું મળ્યો. તે પહેલા કરતાં જરા અશક્ત વધારે હતી, માનસિક જુસ્સો પણ જરા ઓસર્યો હતો; તે સાંચાકામની પુતળી માફક પોતાની ફરજ બજાવતી. ફક્ત ગાતાં કે અભ્યાસ કરતાં જરાક અંતઃકરણ ઓપતું ને નવાં કિરણો નીકળતાં. તેનો બાપ પણ ઘણો માયાળુ, કેળવાયેલો, અસલી માણસ હતો. તેનું માનવું એવું હતું કે બહુ કેળવણીથી આવાં માઠાં પરિણામ આવ્યાં હતાં. પણ તે હિંમત અને ધૈર્યથી બધું વેઠતો અને પોતાની એકની એક દીકરીના અશાન્ત મનને બનતો દિલાસો આપવામાં જ પોતાની કૃતકૃત્યતા માનતો. થોડા સમયમાં તેની સાથે પણ મારો ગાઢ સ્નેહ બંધાયો. હું વારંવાર ત્યાં જવા માંડયો અને પાવાગઢ પછી ભુલેલા પાઠો તાજા કરવા માંડયા.

મારી જીંદગીમાં ફેરફાર થવા માંડયો. પૈસા લુંટવાની શુષ્ક પ્રવૃત્તિમાં પ્રવીણ પુરૂષો! હસશો ના! તમારી રજોગુણી અનન્ત ધમચકડ; તમારા નિરસ, એકમાર્ગી વિચારો; તમારાં સંકુચિત ઉર્મી વિનાનાં હૃદયો; જો એજ જીવનનો હેતુ હોય તો નરક શા કામે સરજાયું હશે ? દુનિયાની સ્વાર્થી પ્રવૃત્તિમાં પણ કાવ્યમય જીવનનાં અમૂલ્ય ઝરણાં વહે છે. તેને શોધો, ત્યાં સંતોષાઓ; અરણ્યસંસારમાં પણ સ્વર્ગની લહરો આવશે, શેલીના રસસાગરમાં–નિર્બંધ હૃદયપ્રવાહમાં નહાવું–સૃષ્ટિસૌન્દર્યના સત્ત્વ સરખા સૂરોની તાલબદ્ધ લહરીઓનાં ડોલન–ભાતભાતના અદ્ભુત ઇશ્વરી રંગોએ આત્માને ઉજળો કરવો, એ જ જીવનનું સાર્થક. નહિ તો જીવવું તો બધા જ જાનવરને છે.

પણ કોકિલાનું વધતું જતું વીલાપણું અને વધારે અશક્ત થતું શરીર મારા મનમાં કાંઈ ધ્રાસ્કો પાડતાં. પહેલાં તો કોઇ દેવાંગનાનું સૂક્ષ્મ દૈવી શરીર તે ધારતી; પણ વધારે નબળાઇથી જાણે તેજની ક્ષણભંગુર, અવર્ણ-નીય પ્રતિમા હોય તેમ દેખાતું; આપણા હાથમાંથી કયારે સરી જશે તેવી બીક ઉત્પન્ન થતી. ફકત જ્ઞાનેન્દ્રિયો વધારે તીક્ષ્ણ થતી; અને કોઈ રસિક દેવાંશીની ભવ્ય દૃષ્ટિથી બધું ભાળતી ને વધારે તેજસ્વી શબ્દોમાં તેના અર્થ કહેતી.

મારા મનની ઉર્મિઓએ કાંઇક સ્વરૂપ લેવા માંડયું. મારી સ્ત્રીને ગુજરી ગયાને કેટલાક મહિના વીત્યા હતા અને તેના મરણથી ઉપજેલી દિલગીરીની કોકિલા માટે જે પ્રેમ થયો હતો તેમાં ઝાંખી થતી ગઇ હતી. સંસારલગ્નથી ઉદ્‌ભવેલો ભાવ ક્ષણિક જ હોય છે. બૈરી પાછળ "સતા" થનારાઓને વરસમાં જ પાણિગ્રહણ કરતા જોઇએ છીએ. સગવડ માટે પરણેલી સ્ત્રીની ગેરહાજરીમાં અગવડ ડુબાવવા બીજી પરણવા તરફ નજર જાય એ કાંઈ ગુન્હો ન કહેવાય. આ બધા વિચારો મને આવ્યા, અને ખોટા કે ખરા વિચારોનું કેન્દ્રસ્થાન કોકિલા હતી. સંસારી સંબન્ધથી તેને મારી કરવા સંકલ્પ આવવા માંડયા. એ રસ્તો ઘણો જ ઉત્તમ લાગ્યો. પ્રેમ મેળવી હું પ્રભુતા પામીશ–કોકિલાની અશાન્તિ ઓછી થશે. લગ્નથી જોડાઈ અમારી ઉંચી ભાવના સિદ્ધ કરવાનું સહેલું થઈ પડશે એમ પણ લાગ્યું. પણ કોકિલા જેવી સ્વર્ગીય સુન્દરી દેવીને પરણવાનું કહેવું એ કેમ હિંમત થાય? એ તેજસ્વી સ્વરૂપ જ્યાં હોય ત્યાં સાધારણ વિચાર પણ આવવા ન પામે તો પછી આ કહેવાય કેમ? હિંમત ભીડી અને રમણીય એકલતામાં અટુલી ફરતી કોકિલાના ચરણારવિન્દમાં મારૂં હૃદય, મારી આશાઓ, મારૂં સર્વસ્વ સોંપી કૃતાર્થ થવા નિશ્ચય કર્યો. તેની તબીયત પણ ખરાબ ચાલતી–મન કરમાતું જતું. તેને પણ રસ લગાડી પુનર્જીવિત કરવા ઉમેદ હતી.

એક સાંજે અમે વાત કરતાં બેઠાં હતાં. મારા સ્વભાવની ઉત્ક્રાન્તિ વિષે વાત ચાલતી હતી. મારી નવી રસજ્ઞતા ઉપર કોકિલા વિવેચન કરતી હતી.

"પણ કોકિલા! હજી હું ઘણે ભાગે અપૂર્ણ છું." મેં કહ્યું.

"અપૂર્ણતા હમેશ રહેશે. પૂર્ણતા આવતીજ દેખાય છે, પમાતી નથી. દરેક શિખરે પહોંચતાં એથી ઉંચી ટોચો દેખાય છે. થશે, મહેનત કરો, ફળશે." જરાક હસી ઉમેર્યું: "આપણામાં કહેવત છે ને કે નરના નારાયણ થાય."

"હું તમારો કેટલો આભાર માનું? આ સ્થિતિ પણ તમારાજ વડે મેં જોઈ છે, અને હજી આગળ વધવું તે પણ તમારાજ હાથમાં છે." મારા અવાજમાં–શબ્દોમાં કાંઈ નવું તેણે જોયું. વિકસિત નયનોએ મારી સામું જોયા કર્યું અને બોલી. "મારા હાથમાં?"

"હવે વિલમ્બ કરવો એ ખોટું છે," મેં ઝંપલાવ્યું.

તમારા જ હાથમાં! હા, તમે જોતાં નથી કોકિલા! આજે કેટલા દિવસ થયાં તમારી દર્શાવેલી ભાવનાથીજ હું જીવું છું; તમારો દાસ થવાની લાયકાત તો નથી પણ—"

જાણે મેં કાંઈ ઘા કર્યો હોય એમ મોઢા પર ફીકકાશ ફેલાઈ,—ઉંડી તેજરશ્મિઓ આંખમાંથી ફુટી અદૃશ્ય થઈ. પહેલાં જ્યારે પણ લગ્નની વાત થતી ત્યારે તે મુગી રહેતી; હમણાં તો જાણે ભયને આઘે ઠેલતી હોય તેમ આડા હાથ કર્યા, એક પ્રેત ઉભું થાય તેમ ઉઠી. ગાંડા માણસની દૃષ્ટિથી આસપાસ જોયું ને ચાલવા માંડી. મેં જોયું કે મારા શબ્દોએ તેને બહુ જ દુઃખ આપ્યું હતું. મેં આટલો સખત ફેરફાર થશે એમ ધાર્યું નહોતું. હું ઉઠયો. કોકિલાનો હાથ ઝાલ્યો-ઝલાયો. "અરે! શું તમને માઠું લાગ્યું?" મેં ઓશિયાળા થઈ જઇ પુછ્યું.

મારૂં કહેવું તે સાંભળી શકી નહિ. તેનું ચિત્ત વર્તમાનમાં નહોતું. હું બોલ્યો. "કોકિલા! કોકિલા!" મારી આંખમાં આંસુ આવ્યાં, દુઃખમય ઘડીનો અનુભવ કરાવતાં કરતાં તો પાંચવાર વગર પરણે મરવાનું હું ઠીક ધારત. કાંઇક જાગૃતિ આવી. "કાલે-હમણાં નહિ." શબવત્ કોકિલા એમ કહી ગઇ. મારી આંખે અંધારાં આવ્યાં. બેસી ગયો. રડતે હૃદયે ઘેર આવ્યો. આગલી રાતે જાગેલા આનંદમય ઉમળકાઓ દબાઈ

ગયા. ઉંડી ગીરફતારી ફરી વળી. ઓ પ્રભુ ! કઇ દુર્ભાગી ઘડીએ મને આ વાત કરવાનો વિચાર આવ્યો ! શું કોકિલા હવે મારી સાથે નહિ બોલે ? મારી પ્રાણેશ્વરી મારી સામું નહિ જુએ ? નહિ હસે ? પાપી જીભને ખેંચી કાઢતાં જો મારી મળે તો તેમ કરવા તૈયાર હતો. જો કોકિલા મારા જીવનમાંથી અસ્ત થાય તો પછી અંધારા દિવસો કરતાં અનન્ત મૃત્યુ-સમાધિની નિર્વિકલ્પતા શું ખોટી ? આખી રાત ટળવળ્યો—રડ્યો; એક પળ પણ ઉંઘ આવી નહિ.

અધીરો, ગભરાતો હું કોકિલાને ત્યાં ગયો. તેના પિતાએ ગંભીર મુખથી મને બોલાવ્યો; "કોકિલા કાલે સખત માંદી થઈ ગઈ હતી. તમારા ગયા પછી બેભાન થઈ ગઇ હતી."

"હાલ કેમ છે ?" "જરા ઠીક છે. મને કહ્યું છે કે તમો આવો ત્યારે ઉપર મોકલવા."

હું જવા ઉઠ્યો ડોસાએ હેતથી પાસે બોલાવ્યો; કિશોરલાલ ! મારી છોકરી ગમે તેવી છે, પણ મારી આંખની કીકી છે. એને સંભાળજો."

આ વાક્ય પરથી મને લાગ્યું કે ડોસાને કાને ગઈ કાલની વાતનો કાંઇ પડઘો ગયો છે. પણ ખોટો જવાબ દેવાની મારામાં તાકાત નહોતી. ફાંસીની શિક્ષાની આશા રાખનાર ગુન્હેગારની માફક ધ્રુજતો હું કોકિલા પાસે ગયો.

તેનું શરીર નિસ્તેજ થયું હતું-એક રાતમાં તે ઘણીજ અશકત થઈ ગઇ હતી. તે આંખો મીંચી આરામ ખુરશી પર પડી હતી. હું ગયો ને તેણે આંખો ઉઘાડી.

"કિશોરલાલ ! માફ કરજો." કોકિલ કંઠ આજે લુખ્ખો ને નિર્બલ હતો. "કાલે મેં તમારા બોલવાની અવગણના કરી હોય તો મારૂં ભાન જતું રહ્યું; મને એ વિષય બહુ અપ્રિય છે, તે તમે જાણો છો."

"મેં ભુલ–" આર્દ્ર હૃદયથી હું બોલ્યો.

"ભુલ તમારી નથી. મોટો ઉપકાર થયો. કિશોરલાલ! હું નકામી છું. ગાંડી છું. દુનિયાં મને ભાન વગરની ગણે છે તે ખરૂં છે. મારા જેવું ઝોડ વળગાડવાની તમે હોંસ કરી તેમાં તમારી મોટાઈ છે."

"મારી મોટાઈ? નકામા એવા શબ્દો નહિ બોલશો. મેં તમને આવું અસહ્ય દુઃખ આપ્યું તે છતાં આવું કહો છો? હું લાયક નથી. ભલે મારી પ્રાર્થના તમે નહિ સ્વીકારો, પણ તમારો ગુલામ થઈને હું સુખ પામીશ, એવું સુખ બીજા કશાથી મને મળવાનું નથી."

"સુખ! હું સુખ આપું?" જરાક ફીકકું હસી તે બોલી: "મારામાં તે શકિત નથી. હું હૈયા વગરની છું. મારો સ્વભાવ ને કેળવણી એવાં કૃત્રિમ પ્રકારનાં છે કે સંસારની ઘટમાળમાં હું સુખ મેળવી શકીશ નહિ–કોઈને આપી શકીશ નહિ." જરા નિરસ હસી ફરી બોલી: "મંગળફેરા ફરી રહેતા પહેલાં હું અકારી થઈશ–તમારો સંસાર અકારો કરીશ. તમે મારા પર પ્રેમ રાખો છો તે હું જોઉં છું. કેટલા દિવસની તમારી મૌનભકિત મને અજાણ નથી; પણ મને પરણવામાં પસ્તાવાનું જ છે."

આ બોલ ઉપરથી મારા મનમાં જરા આશા થઈ. "આજ કારણ છે? તો તેની મને પરવા નથી. તમે કયાં મને કહો છો? હું તમને કહું છું. હું કરગરી, હાથ જોડી કહું છું; આવો કોકિલા! મને પાવન કરો."

કોકિલાએ ડોકું ધુણાવ્યું. ધીમે સાદે જવાબ વાળ્યો: "તમે જોતા નથી? હું એકલપેટી છું. મને આત્મસંતોષ વ્હાલો છે. સૌન્દર્યતત્ત્વના અભ્યાસમાં પ્રેમનું ભાન હું ભુલી છું. પત્ની થઈ પતિ રીઝવવાની મારામાં શકિત નથી. ગૃહિણી થઈ ઘર જાળવવાની મારામાં બુદ્ધિ નથી–માતા થઈ છોકરાં કેળવવાની મારામાં હોંસ નથી. હું ઘેલી છું–દુનિયાબહારની છું. ઈશ્વિરી સત્તાની મનુષ્યરૂપી ભુલ છું; મારે પાલવે એકલતા જ નિર્મેલી છે."

"બહુ થયું; મારે વધારે સાંભળવું નથી. જો તમારે આજ કારણ હોય તો માનો કે મારે પગ ચાંપવા પત્ની જોઈતી નથી, ઘર ગોઠવવા ગૃહણી જોઈતી નથી–મારે તો જોઈએ છીએ દેવી–પૂજવા–ફુલ ચઢાવવા તેને ખોળે માથું મુકી સ્વર્ગ અનુભવવા–દેવપદ પામવા. ભાર્યાની પરવા

નથી; ભગવતી જીવનેશ્વરી જોઇએ છિએ,—આપો. તમારા હાથમાં છે. તમારામાં પ્રેમ નથી? કોકિલા! તમારા પવિત્ર મુખે ખોટું શોભે નહિ. તમારામાં પ્રેમ નથી? તમે મને અન્તરના ઉમળકા સાથે સૃષ્ટિસૌન્દર્યનો સંવાદ શીખવ્યો. તમે જ કહ્યું કે એવો એકતાર બે સંસ્કારી હૃદયમાં થાય ત્યારે જ એકતા-દિવ્ય પ્રેમ પમાય. શું તે ભુલી ગયાં? તમે દેવી છો. મારી સાથે ઐક્ય નહિ થાય, પણ હું કરીશ-કરવા પ્રયત્ન આદરીશ. આવો, આવો, ના ન કહેશો-મારાં દેવી!" ઉછળતા ઉમળકાએ શબ્દનું પુર આણ્યું. આંખમાં આસું ભરાઈ આવ્યાં. પગે પડ્યો-કોકિલાનો હાથ લીધો-લેવાઈ ગયો. એજ સુકોમળ હાથ ઝાલી તરીશ એવી ઉમેદ હતી. તેની પણ આંખમાં ઝળઝળીયાં આવ્યાં.

દુઃખી સાદે-અડધાં ડુસ્કાં ખાતાં તે બોલી: "કિશોરલાલ! તમે આવું બોલો નહિ. મારૂં હૈયું ફાટી જાય છે. આ સ્નેહાંજલિ મારાથી સ્વીકારાય તેમ નથી; માફ કરો." જાણે બ્હીતી હોય તેમ અવાજ મન્દ થયો. તે ફરી બોલી:—"માફ કરો કિશોરલાલ! હું તમને દુઃખી કરૂં છું, પણ પ્રેમ મારાથી અપાય તેમ નથી—"

"કેમ નહિ?".

ખરતી અશ્રુધારાથી કાંપતા સ્વરે કોકિલાએ કહ્યું: "પુછો છો તો સાચું જ કહીશ. તમને પ્રેમ નહિ આપી શકું, ને પ્રેમ વિના પરણવું એ તો નકામું."

મનમાં કંઇ અભિમાન આવ્યું "જરા પણ પ્રેમ નહિ આપી શકો? દયા, મેહેરબાની કંઇ પણ? મેં છેક આવું નહોતું ધાર્યું." મારૂં સ્વમાન છંછેડાયું. હું ટટાર થયો ને ઉભરાતે અંતઃકરણે ત્યાંથી ખસ્યો, પણ ખસાયું નહિ. હું થોડે દૂર જઈ બેઠો-દબાયેલી લાગણીઓ બહાર નીકળી હાથમાં માથું મુકી ડુસ્કે ડુસ્કાં ખાતો રડ્યો.

કોકિલા ઉઠીને મારી પાસે આવી. સ્નેહથી મારે વાંસે હાથ મુક્યો. "કિશોરલાલ! આ શું? ઉંચું જુઓ. આ તમને ન શોભે તમે ખોટું સમજ્યા; મેં તમારે માટે નથી કહ્યું, પણ મારે માટે. હું હૃદયશૂન્ય છું.

શા માટે ? મને કોઇ જાણતું નથી. અસંખ્ય જખમે મારા જીવનને ખ્વાર કરી નાખ્યું છે. ઘણા થોડા માણસો તે જાણે છે. હું પ્રેમશૂન્ય નહોતી; હું પણ પ્રેમાળ હતી. મારૂં હૃદય પણ અંતરની તીવ્ર અભિલાષાઓએ ધબકતું હતું; પણ ઇશ્વર કોપ્યો. બીચારૂં કુળું હૃદય છુંદાયું-કચરાઈ ગયું, અને મનની મનમાં રાખી પશુવત જીવન મેં સ્વીકાર્યું. ક્યાં એ હું-ને ક્યાં આ ?"

આ શબ્દોથી મને કાંઈ ભાન આવ્યું. કોકિલાના મનની અસ્થિર-સ્થિતિનાં કારણો અંધકારમાં હતાં ત્યાં અજવાળું પડ્યું. હોઠપર હોઠ પીસી, જરા સ્થિર થઈ, કોકિલા બોલીઃ "સાંભળો આટલું કહ્યું છે ત્યારે બધું જ કહું. હૃદય ચીરાઈ જાય છે, પણ હું ટુંકમાં કહીશ. ઘણાં વર્ષો થઈ ગયાં. કોણ ગણે છે ? કૉલેજમાં હતી ત્યારે હું સુખી હતી. તે વખત મારો એક મિત્ર હતો. તેની મોહક છબિ, બહારથી દેખાતો સ્નેહાળ સ્વભાવ છટાદાર અને કેટલીક વખત કાલું કાલું બોલવાની રીત-એ બધાથી મારૂં બીન અનુભવી હૃદય વશ થયું. અમે સાથે ફરતાં-સાથે વાંચતાં મારી બુદ્ધિ, મારી શકિત સબળ હતાં; હૃદય પ્રણયી હતું. તેણે તેને પ્રભુ બનાવ્યો. કિશોરલાલ ! હું અભિમાન નથી કરતી, પણ મારી ઊર્મિઓ અપૂર્વ હતી. એવી કોઈક જ મેળવત. એ મારો દેવ એ ઉપહાર લાયક નહોતો, પણ હું આંધળી હતી, ને તેને સર્વ વાતે પૂર્ણ માનતી."

આંસુ લુછી ફરીથી સખત અવાજે તેણે શરૂ કર્યું: "મારા અહો-ભાગ્યનો પાર રહ્યો નહિ. બાપાજીએ મારો વિવાહ તેની સાથે કર્યો. પ્રેમ-ઘેલછાના વિમાને વિરાજી હું સ્વર્ગે પહોંચી; સૌંદર્યાનુભવમાં એક ખામી હતી તે પુરી થઈ. ટુંકમાં જ પતાવા દ્યો. વિવાહ થયાથી અમે વધારે ગાઢા સંબંધમાં આવ્યાં. સૌંદર્યસત્ત્વ જોવાની મારી તીવ્ર શકિતએ એ સમા-ગમથી થોડાક દોષો દીઠા. મારો દેવ જરા મનુષ્યત્વ પામ્યો. વિવાહ થયાથી તેણે પણ માલિકીનો ડોળ ઘાલવા માંડ્યો. આ ડોળની મને સમજ નહોતી. હું મુંઝાઈ. આપણા સંસારની ગાય જેવી બાલાઓનું વ્યકિતત્વ-વિનાનું ગરીબડાપણું-જે હાલ સ્ત્રીઓનું મુખ્ય ભૂષણ ગણવામાં આપણે

આપણી બહાદુરી સમજીએ છીએ તે, દુર્ભાગ્યે મારામાં નહોતું. ધણી મળવાથી હું વેચાયલી ગુલામ થઇશ તેનું મને ભાન નહોતું. પ્રસંગે મારા ભવિષ્યના સ્વામિનાથ એમના સ્વામિત્વનો સ્વાદ મને ચખાડતા ગયા; તે વખતે હું અકળાતી ને રડતી. ઘણી વખત કરગરતી–વિનવતી, ને એક સ્નેહમય શબ્દ સાંભળતાં પાછી રીઝાઈ જતી. મને ભવિષ્યનું ભાન નહોતું. તેના અગમ્ય ખોળે શાં શાં સુખ દુઃખો પડયાં હશે તે હું જાણતી નહોતી. મારો નાથ એટલે હું પ્રેમ અને સુખજ સમજતી." તેણે સાદ જરા ખોંખારી સાફ કર્યો. એક અશ્રુ-બિન્દુ લુછયું અને પછી બોલી: "અનુભવે બીજું દેખાડયું. મારી વૃત્તિઓ માન-સિક હતી, એની બધી સ્થૂલ અને સ્વાર્થનિષ્ઠ હતી. શારીરિક શોખની જડ અભિલાષાઓ સંતોષવામાં જ તેનો જીવનાદેશ સમાતો હોય એમ લાગ્યું. સ્વાર્થી, હલકા વિચારો જણાયાથી જરા મારી માનસિક સમતાને ધક્કો પહોંચ્યો. જ્યારે હું ઉચ્ચ ભાવનાના વ્યોમમાં વિહરતી ત્યારે મારા ભવિષ્યના ભરથાર જીભના રસ કે શરીરનો આરામ શોધવામાં ગુંથાતા. હું મારા કલ્પના-સંસારમાંથી અવતરી–આંખો ઉઘડી. મારા દેવના રંગ પારખ્યા. ઓ ભગવાન! તે દિવસનું કંઇ દુઃખ મનમાં યાદ આવતાં મારૂં બધું જીવન ઝેર થઈ જાય છે."

"જવા દ્યો એ વાત; બહુ લંબાણ થયું. હું મગરૂર થવા લાયક રૂપાળું જાનવર હોઉં તેમ મને તે ગણતા. એક દિવસ કેટલાક શબ્દો મારે કાને પડયા. કેટલાક મિત્રોને એણે કહી દીધું કે 'હું પરણીશ પછી એને ઠેકાણે લાવીશ' મને સમજ ન પડી; માત્ર ભવિષ્યના ભયંકર પડછાયા પડતા દેખાયા. મેં ખુલાસો પુછયો. માલિકે માલિકાઈ દર્શાવી. મારી સ્ત્રી તરીકેની સ્થિતિ સમજવા કહ્યું. પહેલી જ વખત આ ભેદ મારા આગળ ખુલ્યો. જાતિભેદ, ધણીધણીઆણી વચ્ચે સ્થિતિનો અંતર, સંસા-રની આ કૃત્રિમ ગોઠવણ, મારા સ્થૂલ સ્વભાવના સ્વામિનાથનો સ્વાર્થી અહંકાર, આ બધા નવા દેખાવોએ મારૂં હૃદય ભેદ્યું; મારૂં મગજ ખશી ગયું; હું માંદી પડી. દૈવે દયા લાવી તે વખતે મારી પણ ન નાંખી. સ્વામિનાથ ચીડાયા. એમણે રમાડવા ધારેલું માંકડું વધારે સમજું લાગ્યું

તેણે વિવાહ તોડયો. ત્રણ મહિને ભયંકર માંદગીમાંથી બચી ત્યારે આ બધી ખબર મને પડી. આ મારૂં જીવન ! કિશોરલાલ, હું હતભાગિનીનો આ ઇતિહાસ છે. ઓ ! કિશોરલાલ ! હું હરૂં છું, ફરૂં છું, બધું કરૂં છું. પણ તે દિવસથી મારા સુખનું સત્યાનાશ વળી ગયું છે.” આમ કહી દબાવેલા જુસ્સાને પુરો માર્ગ આપી મારે ખભે માથું મુકી છાતી ફાટ તે રડી.

“જરાક હિંમત રાખો. આમ શું કરો છો ?”

જરા શાન્ત થઈ ફરી કોકિલા બોલી: “હિંમત કેટલી ! કયાં સુધી ! વધારામાં તમને ના પાડી, તમને દુઃખી કરીશ. મારા મહેરબાનને ધિક્કારૂં છું; પણ તુટેલું હૃદય ફરી સંધાવા ના પાડે છે. તમારા પ્રેમ માટે અનહદ ઉપકાર; તેના બદલામાં કહો તો જીંદગી આપું—પણ પ્રેમ નહિ. એક વખત હું મુઈ હતી. તમને મારી ફરીથી મરીશ, પણ તમને પરણી પ્રેમ-પુરેપુરી એકતા-ન અર્પી શકું તો પછી ખાલી શુષ્ક સંબંધ શા કામનો ?”

તે બોલતી અટકી. મારૂં હૃદય નિરાશાની દુઃખમય લાગણીથી ભેદાયું. શું કહું ?

“કોકિલા ! પ્રેમ ન આપો તો ભલે; જરાક દયાની નજર રાખો તો બસ. બને તેટલાં સુખી કરવાને મથીશ.”

જરાક હસી તે બોલી: “કિશોરલાલ ! આ તમને ન શોભે હો ! શું લગ્નમાં જ બધું સમાયું છે ? તમારા તરફ મારો ભાવ નિશ્ચલ છે. આપણે આમ શું ખોટાં ? શું આમ રહી તમારાથી સુખી ન થવાય ? મારા હૃદયનું ખાલી ખોખું જો કોઇને વરમાળ આરોપવાને ધારે તો તે તમને જ. પણ પ્રેમ વિનાના લગ્નના ખાલી ઢોંગને સ્વીકારી અસત્ય આદરવું એમાં શો સાર ?”

હું જીતાયો; અમારી મિત્રાચારી વધી. ત્યારથી મારી સગી બહેનથી હોય તો અધિક કોકિલા. મારી નિરાશાને બનતી મહેનતે ઓછી કરવા તે પ્રયત્ન કરતી. મારા પ્રેમનો નિર્મળ પ્રવાહ પણ પુર વેગમાં વહેતો

ને કોકિલાની સેવા કરવામાં જ સાર્થક સમજતો. પણ કોકિલાની તબિયત તો વધારે ને વધારે જ બગડવા માંડી. અમે દરેક સારે સ્થળે ફર્યાં, દરેક વિદ્વાન્ ડૉક્ટરની મદદ શોધી પણ કાંઇ ઠેકાણું પડ્યું નહિ. બધા પ્રયત્ન નિષ્ફળ ગયા. આખરે દૂરેથી યમરાજનાં પગલાં સંભળાવા માંડ્યાં. મારી સુંદર–રસિક પ્રાણેશ્વરીની ઘડીઓ ગણાવા માંડી. દીપ ઝંખવાતો ગયો.

ચાર પાંચ રાતના અખંડ ઉજાગરાથી થાકી હું જરા ઝોકો ખાતો હતો. કોકિલાના પિતા તેની પાસે બેઠા હતા. એ બીચારાના તો હોશકોશ જ ઉડી ગયા હતા. એટલામાં કોકિલાએ આંખો ઉઘાડી ને નિર્ગત સાદે કહ્યું:—“ બાપાજી ! કિશોરી ! ” થોડાક વખતથી મને ટૂંકે નામે તે બોલાવતી. અવાજ સાંભળી હું જાગ્યો ને તેની પાસે ગયો. કેટલા દિવસથી કોકિલા બહુ બોલતી નહિ. આજે કાંઈ બોલવાનું મન દેખાયું. તે બોલી: “ બાપાજી ! તમને બહુ લાગશે. હવે મને અંત આવતો દેખાય છે હોં. આખું શરીર જાણે છે જ નહિ એમ લાગે છે. બાપાજી! વ્હાલા બાપાજી ! મેં બહુ દુ:ખ દીધું, ને તમારા ઘડપણમાં તમને ગરદન મારતી જઇશ. કિશોરી! બાપાજીને તમે સાચવજો.” આ બોલ બીચારા ડોસાથી ન ખમાયો; એકદમ તે બહાર ગયા ને દૂરથી રડવાનો અવાજ આવ્યો. કોકિલાએ આગળ ચલાવ્યું:–

“ કિશોરી! તમને પણ ઘા સખત લાગશે. મેં જીવતાં પણ કાંઈ બાકી નથી રાખ્યું. મને માફ કરજો. મારે વિષે ખોટું ધારશો નહિ; મારાથી બન્યું તેટલું તમારે માટે કર્યું.” જાણે મા એકના એક દિકરાને પાસે બોલાવતી હોય તેમ મારૂં માથું પાસે લીધું, નમેલા માથા પર હાથ ફેરવ્યો અને બોલી: “ કિશોરી! ભાઈ! હવે હું જઇશ હોં. દુનિયાએ બાકી ન રાખી. હવે છૂટીશ.” મારૂં માથું તેણે પાસે લીધું, કપાળે ઓઠ અરકાડ્યા. મારૂં ઉર ચીરાતું હતું. હું મુંગો રહ્યો.

થોડીવાર તે કાંઇ બોલી નહિ. મેં માથું ઉંચું કર્યું. કોકિલાનાં નયનો ફાટેલાં હતાં-સ્થિર હતાં. મેં હાથ ઝાલ્યો–તે શબનો હતો. મરણ અણીએ મને પવિત્ર આશિષનું ચુમ્બન દઇ મારી દેવી સીધાવી ગઈ. તેના નિર્જીવ

હાથ પર માથું મુકી મેં પોક મુકી. મારૂં ચાલત તો બારણાં બંધ કરી મારી કોકિલાના શબ પર મારૂં શબ પડત ત્યાં સુધી ત્યાં રડયા કરત.

* * *

વરસો વીત્યાં, પણ મારી કોકિલા જાણે અહોનિશ સાથે જ હોય તેમ મારી પ્રેમજ્યોત અચળ રહી—વધતી ગઈ. બધે જોતો પણ મારી પ્રિયતમાનું મુખ જડતું નહિ. બાવરો રહેતો, ઘણી વખત દરીયા કિનારે બેસી દૂર નજર નાખતો. બદલતાં વાદળોના વ્યૂહમાં, સાગરની ગંભીર ગર્જનામાં મારી કોકિલાનું મુખ હું જોતો, તેનો સ્વર સાંભળતો, આખરે થાકી નિસાસો નાખા રડતા હૃદયે ઘેર આવતો; મારો સંસાર તો સુનો જ હતો.



# મારો ઉપયોગ.

ત્રણેક વર્ષથી હું મારા મિત્ર પ્રોફેસર શિવલાલને મળ્યો નહોતો. અમે કૉલેજના ગોઠીયા હતા; ફેર ફક્ત એટલો જ કે એ યુનિવર્સીટીમાં પહેલે કે બીજે નંબરે આવે અને હું સાધારણ રીતે ગોલ્લામહાજનના વર્ગ (સપ્લિમેન્ટરી લિસ્ટ) ને જ શોભા આપતો; ને જો ભુલેચુકે પુરા ૩૦ ટકા મેળવવા ભાગ્યશાળી થતો તો પ્રતાપ બધો મારી ચાલાક આંખ અને પાડોશીની ચતુરાઇનો જ હતો. પણ વિદ્યાના અનાકર્ષક ક્ષેત્ર શિવાય બધે મારો નંબર પહેલો હતો. બજારમાંથી કાંઇ લાવવું હોય અને દુકાનદારો પછી ભલે તે મેમણ હોય,–તેમને છેતરવા હોય, પ્રોફેસરોને પજવીને પાટ વાળવા હોય, કે કોઈ પ્રકારે કોઇને દુઃખ દેવું હોય કે બનાવવા હોય તો, તેમાં હું એકકો ગણાતો. શિવલાલમાં દુનિયાના સામાન્ય જ્ઞાનની ખોટ તો કાંઇ અજબ જ હતી; પણ ભાગ્યશાળીને ભૂત રળે. એમ. એ. માં ચેન્સેલરનો મેડલ અને તરત જ પ્રોફેસર તરીકે મનગમતી નોકરી તેને મળ્યાં. અને નશીબનો કટોરો જાણે હજી અધુરો હોય તેમ એક–આપણા હિન્દુ સંસારના પ્રમાણમાં ભણેલીગણેલી–સ્ત્રી જોડે લગ્ન પણ થયાં.

ત્યાર પછી બેએક વર્ષે હું તેને મળ્યો. તે વખતે મને શિવલાલનો ઘરસંસાર બહુ વિચિત્ર લાગ્યો. અમારાં અનસૂયા ભાભી રૂપનાં અવતાર અને ફૅશનનાં ખાં; બોલવા, ચાલવા, દરેકમાં ઝમકદાર અને સ્વભાવે જરા લપલપીયાં, એટલે એમને જોઇ પતંગીયાનો ભાસ થતો. અને પ્રોફેસર સાહેબ–જો કે મારા મિત્ર થાય છે તો પણ મારે કહેવું જોઇએ કે તે અભ્યાસખંડની બહાર નીકળ્યા કે, બે પગ ઉપર ઉભા રહે એટલું જ; બાકી તો **मनुष्यरूपेण मृगाश्चरन्ति**। વધારે તો શું કહું પણ આવું સારૂં કજોડું વિધાતાએ પણ મહા મુસ્કેલીએ ઘડયું હશે. નવલરામ બીચારા નહોતા, નહિ તો કાંઇક ગરબીઓ એમને જોઇ ધસડી કાઢત.

હું ઘણે દિવસે તેમને મળવા ગયો, એટલે હવે એમનો ઘરસંસાર કેમ ચાલે છે તે જોવાની આકાંક્ષા સ્વાભાવિક રીતે મને થઈ. ઘરમાં પેસતાં વાર સામાં અનેક રંગના અદ્દભુત અને રસિક મિશ્રણમાં ઇંદ્રધનુષ્ય જેવાં શોભતાં અનસૂયા મળ્યાં. બીજાં ઘણાં યે જણ કિંમતી કપડાંઓ ખરીદી ધણીઓનાં ગજવાં ખાલી કરતાં; પણ તે બધાં તો માત્ર સીવે-પહેરતાં આવડે તો અમારી અનસૂયા ભાભીને જ. ત્રણ વર્ષે પણ તેનો સ્નેહ અને આવકાર તેવો જ હતો. પાંચ મિનિટમાં દરેક વાત સંબંધી તેણે પ્રશ્ન કર્યા. અનસૂયાની જોડે વાત કરતાં જવાબ આપવાની જરૂર નહોતી. એ તો એક પર એક ઉપરાછાપરી સવાલો કરવામાં જ મજા માનતી. મેં પણ એની તથા શિવલાલની તબિયત સંબંધી પુછ્યું. જવાબ જેવો તેવો મળ્યો. ગમે તેટલો લપલપાટ કર્યો, પણ તેના આંતર જીવન પર કાંઈક વાદળ છવાયું હતું તે તે છુપાવી શકી નહિ. પહેલાં જેવું તેનું હસતું સૂર્યકિરણસમું-ગુલાબના ખીલેલા ફુલ જેવું આનંદમય, નિર્દોષ, સ્વચ્છંદી વિનોદવાળું નહોતું; દુઃખમય જીવનના અકથ્ય અનુભવોએ તેમાં જરાક ગંભીર સૂર મેળવ્યો હતો-અનસૂયાની નિર્દોષ વાતમાંથી નિખાલસ-પણું ગયું હતું-તેના મુખ પર, સ્ફટિક શા કપાળ પર વિચારની, ચિન્તાની, સહનશીલતાની સખ્ત લીંટીઓ હતી.

પ્રોફેસર ક્યાં છે તે પુછતાં તેણે અભ્યાસખંડ તરફ આંગળી કરી. હું તે તરફ જવા જતો હતો ત્યાં અનસૂયાએ રોક્યો: "જો જો ત્યાં જતા. સાહેબ હમણાં ઉંડા અભ્યાસમાં છે. મને પણ આવવાની મના કરી છે." છેલ્લા શબ્દો મશ્કરીમાં બોલેલા હોય એમ લાગતા; છતાં તેના સ્વરથી, શબ્દના ઉચ્ચારણથી, અજાણ્યા, ઉંડા અસંતોષનો લાંબો ઇતિહાસ તેણે કહ્યો-કહેવાઇ ગયો.

"કંઈ નહિ. હું જોઉં તો ખરો," એમ કહી, બારણું ઉઘાડી હું અંદર ગયો. એક વિશાળ ટેબલ પર અનેક પુસ્તકોના મોટા ઢગમાં એક ઉંધું રાખેલું માથું જ ફક્ત પ્રોફેસરના અસ્તિત્વનું ચિન્હ દેખાડતું હતું.

હું ટેબલ પાસે જઇને ઉભો. મારા મનમાં હતું કે હમણાં ઉંચું જોશે. આખરે હું થાકયો.

"કેમ પ્રોફેસર સાહેબ! શું કરો છો?" મેં પુછ્યું. અભ્યાસમાં ગરકાવ થઈ ગયેલા પ્રોફેસર સાંભળે જ શાના?

"કેમ શિવલાલ! ઓળખો છો કે નહિ?" પાછળ મારો આવકાર જોવા આવેલી અનસૂયાનું દાબેલું હસવું કાન પર આવતું હતું.

પ્રોફેસર ઉંઘમાંથી–વિચારના નિશામાંથી જાગ્યા. "કોણ રમણિક! તું કયાંથી?—અરે હા! મેં જ તને આવવાનું લખ્યું હતું. શું એટલામાં સાડાત્રણ વાગ્યા? માફ કરજે હોં. હું તો વિસરી જ ગયો. અનસૂયા! રમણિકને ચ્હાપાણી કાંઈ આપ્યાં?"

"નહિજી!" જરા મશ્કરીમાં નીચું નમી અનસૂયા બોલી: "ઘરના માલિકને માટે જ રહેવા દીધાં છે! તમે આવો એટલી જ વાર."

પ્રોફેસરે માથું ખજવાળ્યું. "મારે એક જ કલાકનું કામ છે. તે પતે કે આવું." એટલું કહી ચોપડીઓમાં પ્રોફેસરે ફરીથી ડબકું ખાધું અને અમે બહાર આવ્યાં.

૨

અમે કલાક દોઢ કલાક વાટ જોઈ, પણ પ્રોફેસરનાં દર્શન કાંઈ થયાં નહિ. અનસૂયાએ કહ્યું કે એ વાતનું તેમને વિસ્મરણ જ થઇ ગયું હશે; એટલે પછી અમે ચ્હા લીધી અને બહાર જઇ બેઠાં. ઘર આગળ એક નાનો સરખો બાગ અનસૂયાના શોખની સાક્ષી પુરતો હતો. એ તો ઠીક હતું કે અનસૂયાના મોઢામાં ચાર પોપટ જેટલું નકામું પણ મનગમતું બોલવાની શકિત હતી; નહિ તો એકલાં એકલાં બેસી રહેવું ઘણું કંટાળાભર્યું થઈ પડત. ગમે તેટલું છુપાવવા પ્રયત્ન કરે પણ વાતપરથી અનસૂયાના મનની સ્થિતિ સ્હેજ પરખાય એમ હતું. આવી રસિક યુવતીને આવું એકલું જીવન ગાળવું પડે તે ગમે તો નહિ જ, પણ સદ્ગુણી ગૃહિણીના ડ્હાપણથી સ્વાભાવિક રમતીયાળપણાને પોતાનો હંમેશનો સાથી બનાવી, જીવનમાર્ગ પર આનંદમય સૂર્યકિરણો તે પાથરતી અને

બની તેટલા સુખમાં દિવસ ગુજારતી. પણ મારાથી પુછ્યા વિના નહિ રહેવાયું:

"પણ આમ એકલાં તમારા દહાડા કેમ જતા હશે?"

"એ જ અમારી ખુબી છે ને. અમે કોણ? તત્ત્વજ્ઞાનીનું ડાબું અંગ, અને પ્રોફેસરના પણ પ્રોફેસર. પ્રોફેસરને તો ચોપડીઓ પણ જોઇએ. અમારે તો અખંડ એકાન્ત શિવાય બધું નકામું!" હસતાં હસતાં અનસૂયા બોલી. મૃદુ સ્વરમાં છુપાયેલી–કવચિત્ જ બહાર પડતી–કઠોરતા હ્રદયની છુપી વેદનાનો ભાસ કરાવતી હતી.

અડધો કલાક થયો હશે એટલામાં પ્રોફેસર આવ્યા—પાંચેક મિનિટમાં ત્રણ વર્ષની ખબર અંતરો પુછી નાંખી અને મુંગા મુંગા ફરવા માંડયું. તેના મોઢા પરથી એમ લાગતું હતું કે મને રસ પડે એવી કોઇ મારા લાયક વાત ખોળવાનો ભગીરથ પ્રયત્ન તેઓ કરી રહ્યા છે. "તેં હેગલ વાંચ્યો છે કે?" પાંચેક મિનિટે પ્રોફેસરે આ રસિક પ્રશ્ન શોધી કાઢ્યો.

"પ્રોફેસર સાહેબ! એ વાત માંડી જ વાળજો, તમારી સોબતથી કૉલેજમાં હેગલ કોણ હતો તે જાણતો હોઇશ તો તે પણ હાલ તો ભુલી ગયો છું. હાલ તો મિલમાં છું તે કહો તો તેની સ્થિતિ વિષે વાત કરૂં." ન છુટકે મારે પ્રોફેસરની વાતને પાણીચું આપવું પડયું; કારણ કે જો એક વખત એ તત્ત્વજ્ઞાનની વાત પર ચઢે તો પાછા સાધારણ વિષયની સપાટી પર કયારે ઉતરે એ વિચારવાનું હતું.

એટલામાં અનસૂયા ફુલ લઇને આવી. થોડાં મને આપ્યાં અને થોડાં પ્રોફેસરને આપ્યાં—અનસૂયા ફુલ આપવા જેવી નજીવી બાબતને પણ એક એવી ખુબી અર્પતી કે જે ખુબી બીજી સ્ત્રીઓ જીંદગીનાં સુન્દરમાં સુન્દર કૃત્યોને પણ આપી શકતી નહિ. જાણે કોઈ અભ્યાસીએ ન્યાયનો સિદ્ધાન્ત બનાવતાં કરેલી ભુલને સુધારતા હોય તેવે ભાવહીન સ્વરે શિવલાલ બોલ્યા:

"અનસૂયા! તું તો ફુલોનો કાળ છે!" બાપડી અનસૂયાનું મોઢું

ઉતરી તો ગયું; પણ હિંમતથી જવાબ દીધો; "તમે ચોપડીના ને હું ફુલની! દરેકને કંઈ કંઈ જોઇએ તો ખરૂં જ કેની?"

"પ્રોફેસર! આજે નાટકમાં જાઉં?" અનસૂયા રજા માગતાં થોડી વાર રહીને બોલી; "રમણીકભાઈ સાથે આવશે. આજે કેટલા દિવસ થયાં ગઈ નથી."

"અરે અનસૂયા! તું હજી તેવી ને તેવી જ રહી. નાટકમાં શી મજા આવે છે? વખતની ખરાબી થાય એટલું જ."

અનસૂયાએ મારી સામું જોયું. આમ ને આમ આવા સુકા વાતાવરણમાં આ રસઝરતી ફુલવેલ કરમાતી હશે. અમારી અજ્ઞાનતા પર મોટી દયા આવતી હોય તેવી મહેરબાનીથી પ્રોફેસર સાહેબે નાટક જોવા જેવું ભયંકર પાપ કરવાની અમને રજા આપી.

૩

નાટકની અસર અનસૂયાના કુમળા મન પર ઘણો લાંબો વખત રહી. સવારથી નાટકના શબ્દો અને ગાયનનું તેણે ભજન જ કરવા માંડ્યું; મારા કે પ્રોફેસરના સવાલના જવાબમાં નાટકનાં જુદાં જુદાં પાત્રના અભિનય અને વાકયોના આબેહુબ ચાળા પાડવા માંડ્યા. ઘણે દિવસે મનભાવતો આનંદ મેળવી, તે અજબ રીતે ખીલી. સવારે જમતી વખતે પ્રોફેસરની જડ લાગણીની શીતલતા પર પણ તેના આનંદ રશ્મિઓએ અસર કરી. "અનસૂયા! આજે કાંઈ બહુ કુદવા માંડયું છે ને? પહેલાં પણ આમ જ ગાંડા કાઢતી હતી. રમણીક ગાંડી કહેશે." પ્રોફેસર જ્યારે આવું કહેતા ત્યારે ઘણી જ માયાથી કહેતા; પણ માયા જ, એથી કાંઈ વધારે નહિ.

"માફ રાખો મારા મહેરબાન! હું તો હમેશાં જ ગાંડાં કાઢું છું. એમ કહો કે તે જોવાની આંખો જ તમને આજે આવી."

"કેમ પહેલાં હું નહોતો કહેતો?"

"હા! તે વખતે આંખો હતી. પછી આપે તત્ત્વજ્ઞાનનાં ચશ્માં એવાં ચડાવી દીધાં કે કશું દેખાતું જ નથી."

પ્રોફેસર પછી મુંગા રહ્યા. ગ્રીષ્મનો પ્રચંડ સૂર્ય તપે ત્યારે હિમાલયનો બરફ તો તેના પ્રમાણમાં જરા જેટલો જ ઓગળે.

બાઇને ઉપર ચડયા પછી હું બહાર ઉભો હતો અને પ્રોફેસર અને અનસૂયા લાઇબ્રેરીમાં હતાં. પ્રોફેસરને તો ખાનગીમાં અને જાહેરમાં શું બોલવું અને શું નહિ, તેનું ભાન જરા ઓછું હતું. એનો અવાજ સંભળાતો; મર્યાદાથી અનસૂયા ધીમેથી જવાબ દેતી:—"આજે આ ચોપડીઓ બધી વેરણખેરણ પડી છે.......મગજ ચસકી ગયું લાગે છે. આખો દહાડો બકબક કર્યા કરે છે......કોઈ સાંભળનાર આવ્યું કે પારાયણ ચાલ્યું......."

બીચારી અનસૂયાને એક દિવસ પણ આનંદ ભોગવવાની પરવાનગી નહિ! એમાં પ્રોફેસરનો પણ શો વાંક? એનું મન આખો દહાડો તત્ત્વજ્ઞાન અને ન્યાયના ઉંચા, અસ્પર્શ્ય વાતાવરણમાં ભમતું—એનો આનંદ, ચિન્તા, સુખદુઃખ બધાં વિચારનાં જ હતાં. સાધારણ માણસનો સ્વભાવ કેવો હોય છે, તેની શી જરૂરીયાતો છે, તેનું સુખ શામાં સમાયેલું છે, તેનો ખ્યાલ એને નહોતો. અનસૂયા ગંભીર ચહેરે બહાર આવી. આંખમાં આંસુનો ભાસ હતો—આંસુ ન હોતાં. મેં જાણે કાંઇ જોયું સાંભળ્યું જ ન હોય તેમ હું બારી આગળ ઉભો. થોડો વખત મારા તરફ તેણે નજર કરી; કાંઈ એકાએક વિચાર આવ્યો હોય એમ જોરથી ડોકું ધુણાવી, જરા હસતી હસતી તે ઉઠીને હેઠળ ચાલી ગઈ. બપોરે ન્હા વખતે પણ અનસૂયાનો ભપકો અને લટક કાંઇ ઓર જ હતાં; સવાર કરતાં ઉલ્લાસ વધારે હતો. પણ પ્રોફેસર તરફ પહેલાં જે વારંવાર જોઇ ગાંડુઘેલું બોલતી તે તેણે છોડી દીધું ને તે માનનો પાત્ર મને બનાવ્યો. પ્રોફેસર તો ઘણી વખત ગંભીર ચહેરે બેસી જ રહેતા, કોઇક જ વખત જરાક હસી જે ચાલે છે તે પોતે સાંભળી શકે છે, તેની ખાત્રી આપતા.

"રમણિકભાઈ! ચાલો હવે બહાર ફરીએ. પ્રોફેસર સાહેબ! આપ તો લાઇબ્રેરીમાં સીધાવશોની? સાહેબજી!"

થોડીવાર ફરી બાગમાં એક બાસ્ટી હતી, તે પર અમે બેઠાં. સામે અભ્યાસખંડની બારીમાંથી પ્રોફેસર આમતેમ વિચારગ્રસ્ત ફરતા દેખાતા હતા; કોઈ કોઈ વખત તે અમારી તરફ જોતા. જ્યારે જ્યારે તેમની નજર અમારા પર પડતી ત્યારે ત્યારે અનસૂયા જાણે મારી જોડે ઘણી જ ખાનગી વાત કરતી હોય તેવો ડોળ કરતી; પણ તે વખત તેનો મર્મ હું સમજી શક્યો નહિ.

૪

બીજે દિવસે આમ ને આમ જ ચાલ્યું. પ્રોફેસરમાં ધીમેધીમે કાંઈ જુદો જ ફેરફાર દેખાતો હતો. તેની આંખો નિસ્તેજ હતી—વારંવાર અનસૂયા તરફ તે ફરતી; પણ બને ત્યાં સુધી અનસૂયા તે દેખતી ન હોય એમ જ વર્તતી. તેઓ કપડાં તરફ હમેશ કરતાં વધારે ધ્યાન આપતા દેખાયા; એક વખત તો તકતા સામું જોઈ કૉલર ઠીક કરતા પણ પકડાયા. પ્રોફેસર માટે તો આટલી બધી દરકાર અસાધારણ કહેવાય. ચ્હા પછી ટપાલ આવી, અને તે લાઇબ્રેરીમાં ગયા. જમતી વખતે તો પ્રોફેસરની તબીયતમાં કાંઈ અજબ બગાડો થયો હોય તેમ લાગ્યું. તેની આંખો લાલ, ચહેરો ફિક્કો અને મન વ્યાકુળ દીસતું. છુપાવવાની ઘણી મહેનત કરતા છતાં પણ વ્યાકુળતા તે છુપાવી શક્યા નહિ. ખાતાં ખાતાં તેના હાથ ધ્રુજતા હતા. પણ અનુસૂયાએ તે કાંઈ જોયું નહિ—અને જોયું હોય તો કાંઈ બોલી નહિ. કાં તો ઘણે દિવસે મારા માયાળુપણામાં અંજાઇ ગઇ હોય કે કાં તો આતિથ્ય સત્કારની ઉંચી ભાવના સિદ્ધ કરવાનો વિચાર હોય; ગમે તેમ પણ તે મારી જ પાછળ ધ્યાન આપતી.

મહામહેનતે પ્રોફેસરે ખાધું અને અમે અભ્યાસ ખંડમાં ગયાં.

"હા! તું મારો મિત્ર છે કે નહિ?" મારી સામું જોઈ ધ્રુજતે અવાજે તે બોલ્યા. તેમના ચહેરાપરથી મનમાં કાંઇ મોટો ખળભળાટ ચાલતો હોય તેમ સ્પષ્ટ દેખાતું હતું.

"શિવલાલ! આટલે વર્ષે આ સવાલ?"

ધણે દયામણે ચહેરે તેમણે કહ્યું:—"હા! હું મૂર્ખ જ છું. વિદ્યાના વ્યસનમાં દુનિયાના ભાન વગરનો છું. ખરૂં ખોટું કે સાચું જુઠું પારખવાની મારામાં શક્તિ નથી."

શો જવાબ દેવો તે મને સુઝયું નહિ. થોડો વખત ઉંડો વિચાર કરી પ્રોફેસર ફરીથી બોલ્યા: "રમણિક! કેટલાક માણસને સોબત વગર ચેન નહિ પણ પડે એવું હોય?"

"શો સવાલ? અરે વાહરે પ્રોફેસર! બધા કાંઇ તમારા જેવા હોય? કેટલાક શું પણ ઘણાખરા સોબત વગર જીવી પણ શકે નહિ." જાણે કોઈ બહુ મોટો ખુલાસો કર્યો હોય–કાંઈ બહુ મોટી સમજણ પડી ગઈ હોય એમ તેણે ડોકું ધુણાવ્યું. બીજો કોઈ આવી વાતો પુછે તો મશ્કરી મનાય, પણ આવી બાબતમાં એમની અજ્ઞાનતા કાંઇ હાસ્યજનક હતી.

થોડી વાર મુંગા રહ્યા પછી કોલંબસની બાહોશીથી જાણે બીજી મોટી શોધ કરી હોય તેમ બોલ્યા: "મોજ, શોખ, સારાં લુગડાં વિના કેટલાકને સુખ નહિ મળે કેમ?"

"ના." મારાથી લાંબા જવાબ આપી શકાય એમ ન હોતું, કારણ કે આવું સાદાઇ, વિદ્વત્તા અને મૂર્ખાઇનું પુતળું ભાગ્યેજ બીજું નજરે ચડે એમ હતું, અને આવા સવાલોથી ગંભીર ચહેરો રાખવો એ પણ મુશ્કેલીનું કામ હતું. અનસુયા સંબંધી એ વાત કરતા લાગતા હતા. જો આવા વિચારપર વધારે ધ્યાન આપે તો અનસુયાનું ભાગ્ય કાંઈ ઉઘડે ખરૂં. કાંઇક ભયંકર છુપી વાત કહી નાંખતા હોય તેમ ધીમેથી મારા કાનમાં કહ્યું: "હું એને દુ:ખી કરૂં છું. મારે એને વધારે સુખ આપવું જોઇએ." વળી નાના છોકરાની નિર્દોષતાથી તેણે પુછ્યું: "કેમ સુખ આપું? મને કાંઇ સમજણ પડતી નથી."

"પ્રોફેસર! આવા નકામા વિચારો ન કરો. જરા જરા અનસુયા જોડે બોલો, બેસો તો તમને બન્નેને વધારે સુખ મળશે."

એક ઉંડો નિ:શ્વાસ મુકી પ્રોફેસર ત્યાંથી ઉઠયા.

૫

સવારના છ વાગ્યે અનસૂયા હું સુતો હતો ત્યાં આવી.

"રમણિકભાઈ!" "કેમ બહેન?"

"જરા એક કામ કરોની. પ્રોફેસરના પેટમાં બહુ દુખે છે. જરા દવા વેચનારને ત્યાં જશો?"

"બેલાશક. પ્રીસ્ક્રિપ્શન છે?"

"હા. આ રહ્યું. જલદી જાઓ હોં."

"પણ દવા વેચનારની દુકાન કયાં છે?"

"જુઓની. આ સીધે રસ્તે જશો એટલે થોડેક આઘે વચ્ચે ફુવારો આવશે. તેની બાજુમાંજ દુકાન છે."

ઝપાટાબંધ મેં કપડાં પહેર્યાં અને દવા વેચનારની દુકાન ખોળવા માંડી. કાં તો અનસૂયાએ ઠેકાણું દેખાડવામાં ભુલ કરી કે કાં તો મેં રસ્તો ખોટો લીધો પણ અર્ધો કલાક ચાલતાં પણ રસ્તા વચ્ચે ફુવારો જોયો નહિં. આખરે પગ થાક્યા, અને વધારે વખત લાગે તો શિવલાલ બીચારો પીડાઈ મરે તેની બીકથી તપાસ કરવા માંડી. થોડી વારે બીજો દવા વેચનાર હાથ લાગ્યો અને તેણે દવા આપી. દવા આપતાં બોલ્યો: "કેમ, મિસ્ટર! તમુને ડિસપેપ્સીયા ધન્નોજ છે નહિ?"

"નહિ રે; આ તો મારા મિત્રના પેટમાં દુખે છે તેને વાસ્તે છે."

"સું કોચ? ટમારી ભુલ છે, મિસ્ટર! આટો ફક્ત ડિસ્પેપ્સીયાની જ દવા છે. સમજ્યા?"

મને વિચાર થયો કે, કાંઈ અનસૂયાએ ભુલ તો નહિ કરી હોય. એમ પણ હોય. તે છતાં "ઠીક, સાહેબજી!" કહી ત્વરાથી ઘર તરફ જવાને રસ્તો લીધો.

હું ઘેર ગયો ત્યારે હમેશની માફક પ્રોફેસર લાઇબ્રેરીમાંજ હશે એમ મેં ધાર્યું. ત્યાં જોઉં છું તો જાણે નવા ફાટેલા જ્વાળામુખીએ ધરતી ઉડાવી મુકી હોય તેમ બધી ચોપડીઓ વેરણખેરણ પડેલી હતી. પ્રોફેસરની પ્રિય સખીઓ—કિમતી, વ્હાલી ચોપડીઓ ગમે તે પાને ઉઘડેલી, કોઇક ફેંકતાં ફાટી ગયેલી, જ્યાં ત્યાં પડેલી હતી. શિવલાલનું

પુસ્તકાલય—જે તેની આખી દુનિયા કહીએ તો ચાલે તેના પર સીતમ ગુજર્યો લાગતો હતો. ત્યાંથી નીકળી હું ઉપર ગયો. અનસૂયાના ઓરડામાંથી કાંઇ અવાજ આવતો હતો. પ્રોફેસર ત્યાં સુતા હશે ધારી હું ત્યાં ગયો.

પ્રોફેસર નિરાશાની મૂર્તિ સમા ભોંય પર પગ લંબાવી બેઠા હતા. તત્ત્વજ્ઞાનથી હંમેશ તેજ મારતી આંખો સુજેલી હતી. તેમાંથી ચોધાર અશ્રુઓ વહેતાં હતાં; નાનું છોકરૂં ધુળમાં બેસી, મુઠીઓથી આંસુ લુછે તેમ હાસ્યજનક નિર્દોષતાથી એક હાથની મુઠીથી તેને તે લુછતા હતા. બીજો હાથ તેમણે ભોંયપર ટેકવેલો હતો. પાસેના કબાટમાંથી અનસૂયાનાં ભભકતાં વસ્ત્રો તેમણે ખેંચી કાઢી તેમની રંગબેરંગી શોભાથી આખો ઓરડો ભરી કાઢયો હતો. એમના મ્હોં આગળ અનસૂયાની એક છબી પડેલી હતી. પ્રોફેસરને માટે જો મને માનની લાગણી ન હોત—જો એમની આવી દયાજનક સ્થિતિનું કારણ જાણવાની ઉઝગતી આકાંક્ષા મને ન હોત તો જરૂર હું ખડખડ હસી પડત.

"અનસૂયા! તને આ શું સુઝયું?" પ્રોફેસર રડવાથી ફાટી ગયેલે ઘાંટે બોલ્યા. પછી તેમણે પોતાનું કપાળ કુટયું:—"અરે મૂર્ખા?"

આ દુઃખના શબ્દોએ મને ગભરાવ્યો. શું અનસૂયાને કાંઇ અનિષ્ટ થયું છે? "શું છે?" પુછતો હું ઓરડામાં પેઠો. મને જોતાંજ પ્રોફેસરના ચહેરા પર ગુસ્સાનો સખત આવેશ આવ્યો. વિદ્વત્તા અને ભલાઇથી ઓપતા મોઢા પર એક વાર જ્વલંત રોષનું વિકરાલ સ્વરૂપ દેખાયું.

"શું છે? રમણીક! ચોર!" કહી તે ઉભા થયા; પણ પ્રોફેસરના કોમળ હૃદય માટે આટલો જુસ્સો ઘણો હતો. પાસેની ખુરશી પર બેસી જઇ રડતે અવાજે તે બોલ્યા:—"અરે તું! આવો નિમકહરામ! અરે ભગવાન!"

"અરે પણ છે શું? હું તો તમારે માટે દવા લેવા ગયો હતો." આ આક્ષેપ ન સમજવાથી ઘણો જ અજાયબ થઇ મેં કહ્યું.

"દવા કેવી?"

"અનસૂયા ભાભીએ કહી હતી તે."

"પણ અનસૂયા ક્યાં છે?"

"તે તમને ખબર કે મને? હું તો આ બહારથી ચાલ્યો આવું છું. મને શી ખબર?"

ન માનતા હોય, મારૂં કહેવું બહુ વિચિત્ર હોય, તેમ પ્રોફેસરે ડોળા ફાડયા.

"શું તારી સાથે નથી આવી?"

"મારી સાથે શું કામ આવે?"

"તું લઇને નાસી નથી ગયો?"

"નાસી ક્યાં જાઉં?"

"ક્યાં ગઇ ત્યારે? ઓ રમણીક! મશ્કરી નહિ કર. અનસૂયા ક્યાં છે? તું જ તેને લઇ ગયો છે—"

"અરે પણ હું ક્યાં લઇ જાઉં? કંઇ ગાંડા થયા છો? અને હું લઈ ગયો હોઉં તો પાછો શું કરવા આવું?"

"ત્યારે આ શું?" કહી બે કાગળ ધર્યા. એક ટાઇપ કરેલો હતો. તેમાં આટલું જ હતું કે "તારા મિત્રથી ચેત. તારી બૈરીને સુખ નહિ આપશે તો દુ:ખી થશે."

"આ કાગળ કાલે ટપાલમાં આવ્યો."

"તમે મારી જોડે વાત કરી તે પહેલાં?"

"હા." કાલે જે ગંભીર વાત કરવા પ્રોફેસર આવ્યા હતા તેનું કારણ હવે મને સમજાયું. "આ બીજો જો" કહી બીજો કાગળ તેમણે ધર્યો. બીજો અનસૂયાના હાથનો હતો. તેમાં લખ્યું હતું કે

**વ્હાલા પ્રોફેસર,**

આપને ચોપડીઓ બહુ ગમે છે; મને તમારી સોબત બહુ ગમે છે. એ એ ન બને. તમને કાંઇ મોજ શોખ નથી ગમતાં; મને તેના વગર નથી ગમતું. ત્યારે આપને છેલ્લી સલામ.

લી. આપની

**અનસૂયા.**

"આ ક્યાંથી મળ્યો?"

" આજે સવારે મારા ટેબલ ઉપર પડયો હતો."

" ખરેખર ? "

પ્રોફેસરના મગજ પર કાંઈ નવું તેજ પડ્યું. એકદમ તે ઉભા થયા. તેમનું મોઢું હતું તેના કરતાં યે વધારે પડયું. "રમણિક ! હું સમજ્યો. તે ગઇ. તેણે આત્મઘાત કર્યો. "

"ગઇ કાલના ઢાળાચાળા પરથી અનસૂયાનો કાંઇ એવો વિચાર દેખાતો ન હોતો, પણ કાંઇ તોફાનનો ભાસ થતો હતો. કાગળ મરતું માણસ લખે તેના કરતાં મશ્કરી કરનાર લખે તેવું વધારે લાગે છે," મેં પ્રોફેસરને કહ્યું. પણ તે તો દુઃખની પ્રતિમા જેવા માથે હાથ દઈ બેસી રહ્યા; અને હું કહેતો હતો તેના પર ધ્યાન આપ્યા વગર ડોકું ધુણાવ્યા કરતા હતા.

" તું ન સમજે રમણિક ! એ તો મરીજ ગઈ ! હું ગધેડો છું. આજે ત્રણ ત્રણ વર્ષનાં વહાણાં વાયાં પણ મેં ન તેને બોલાવી ને ન કંઈ સુખ આપ્યું—ન ઓઢવા દીધું ને ન પહેરવા દીધું. હું તો જાનવર છું. વાંચવામાં ને વાંચવામાં અનસૂયા ગઈ. "

" અરે જરા ધીરજ તો રાખો. મને તો મજા......"

" અરે મૂર્ખા ! મશ્કરી ન હોય. આવું જાણત તો હું મારો અભ્યાસ-ખંડ ફૂંકી મુકત. ઓ મારી અનસૂયા !..." કહી રડી પડ્યા.

" અરે ઓ...." તેવેજ ધાંટે જવાબ દેતી, તોફાનમાં હસતી, કુદતી અનસૂયા કબાટ પછાડીથી આવીને પાછળથી પ્રોફેસરને ગળે વિંટળાઈ. પ્રોફેસરે ડોકું ઉંચું કર્યું; તરતજ અનસૂયાના હાથ તેની આંખો પર બીડાઇ ગયા ને પાછળથી મારી સામે તે આંખો નચાવવા મંડી.

" કોણ અનસૂયા ? "—ફાટેલા ધાંટાથી રડતાં, હસતાં, પ્રોફેસરે પુછ્યું. અનસૂયાએ જવાબ દીધો નહિ. ધીમે ધીમે, ડરતા હોય તેમ પ્રોફેસરે આંખ પરના સુકોમળ હાથ તપાસ્યા—તે હસી પડયા.

" અનસૂયા ! છોડ. "

" ના—આ—આ. "

" તું ક્યાં ગઇ હતી ? "

" મરી. " " સાચું બોલ. હું તો ગભરાઈ ગયો હતો. "

" નશીબ તમારાં "

" બોલની, ક્યાં ભરાઈ હતી ? આ તોફાન શું કરવા ? તને ખબર છે કે હું જીવતો મરી ગયો હતો ? "

" શું કામ ? મારી શોક તમને સોંપી હતી, પછી શું ? "

" શોક કોણ ? "

" તમારી ચોપડીઓ. "

" ચુલામાં પડી ચોપડીઓ. મારી આંખો છોડ, હું તો ગુંગળાઉં છું. "

" મને ત્રણ વર્ષ ગુંગળાવી તેનું કેમ ? "

" તેની શિક્ષા કરે છે, લુચ્ચી ! " બંધ આંખોએ તેને પકડવા પ્રોફેસર મથતા પણ અનસૂયા તેના માથાની હતી.

" નહિ, હજી તે તો બાકી છે. "

" શું ? "

" હું પહેરાવું તેવાં લુગડાં પહેરવાં–હું લઈ જાઉં ત્યાં ફરવા આવવું–હું કહું ત્યાં સુધી મારી જોડે બેસવું. "

" અરે વાહરે મારા માસ્તર ! " કહી પ્રોફેસરે જોરથી હાથ ખેંચ્યો અને અનુસૂયાને પોતાના હાથમાં લીધી. ઘણા દિવસની ભુખી બિચારી અનસૂયા સુખી મુખડે ત્યાં લપાઈ ગઈ. બે પ્રચંડ પર્વતનાં શિખરો વચ્ચે સુધાભર્યો ચન્દ્ર જેમ ચમકે તેમ તેનું રસાળ મુખડું પ્રોફેસરના હાથ વચ્ચે શોભી રહ્યું. આપણું કામ પતી ગયું મને લાગ્યું એટલે આપણે ત્યાંથી છાનામાના બહાર નીકળ્યા."

* * *

તમે હવે પ્રોફેસરને જોયા છે ? તેના શિષ્યો કહે છે કે અનસૂયા તેને માથે છાણાં થાપે છે.

# એક પત્ર.

મારા નાથ! મરણ પથારીએ પડી પડી એક વાર ફરી તમારે ચરણે મારૂં માથું મુકું છું. આ કાગળ ન લખત. હજારોવાર, કરગરી કરગરી કહેલા હૃદયભેદક બોલોની કાંઇ અસર થઇ નહોતી તે કાંઈ હવે થશે? નહિ થાય, મને ખાત્રી છે. પણ મારા વિચારો, મારા અનુભવો જણાવવાથી હું દુ:ખમાંથી છુટીશ; અને તેથી કોઈ ભવિષ્યની તમારી પત્નીના સદ્‌ભાગ્યે જો આપના મગજમાં કાંઈ સદ્‌બુદ્ધિ આવશે તો જે દશા મારી થઈ તે તેની થશે નહિ અને મારી માફક કુમળી વયમાં તે કાળશરણે જશે નહિ. મારી સોળ વર્ષની જીંદગીમાં બહુ બહુ દુ:ખ પડયું. કોણે પાડયું તે પ્રભુ જાણે. પણ એક વખત તો મારે કહેવું પડશે,–શરમ છોડી, ડોસાંઓની મર્યાદા મુકી કહીશ કે જો એ દુ:ખને માટે કોઇ જોખમદાર હોય, જો કોઇ એ દુ:ખ મટાડી શકત તો તે મારા સ્વામીનાથ-મારા દેવ-તમે હતા. પણ તમે મારો હાથ ઝાલ્યો, દુનિયાએ તમને કોમલ બિનઅનુભવી બાલા સોંપી પણ તમે તેનો વિચાર પણ ન કર્યો—મારી આ દશા થઇ—મારા પ્રાણ જવા મારૂં ખુન થવા વખત આવ્યો.

હું આપને ત્યાં આવી તે વખત યાદ છે? પ્રેમાળ માતપિતાની લાડીલી છતાં પણ તેમનો ભાવ તરછોડી હું તમને ઝંખતી. પરણ્યા પહેલાં પણ નિશાળે જતાં જો મારી નજર તમારા પર પડતી તો મારા હૃદયમાં કાંઇ અવનવા ભાવો ઉગતા; મને એમ થતું કે કયારે તમને મળું? કયારે તમારી સેવા કરી જીવન સફળ કરૂં? પાછળથી તમે મને અનેક દોષ દેતા; તમારે માટે બેદરકાર રહેવાનો ક્રૂર આરોપ મુકતા. એવું કાંઈ બને? હિંદુસંસારમાં પતિ અને પ્રભુ એ બેમાં પતિની પ્રભુતા મોટી છે. બાળપણથી જ નાની બાલકીઓ પતિદેવની આરાધના માંડે છે. ફેર માત્ર એટલો કે તે દેવ દેવાધિદેવ ઇશ્વર કરતાં પણ આડમ્બર મોટો રાખે છે અને ભકતવાત્સલ્ય ઓછું ધરાવે છે.

હું જ્યારે તમારે ત્યાં આવી ત્યારે કેટલી નાની હતી? મહિના પહેલાં નિશાળે જતી, કોઇ નિર્દોષ હરણીના સ્વચ્છંદ અને આનંદથી કુદતી. સાસુનો રોફ ને ધણીની ગુલામગીરી એ બન્ને શબ્દો પણ મારા કાન પર નહોતા પડ્યા; છ મહિનામાં મારૂં મન કેવું રૂંધાશે, મારૂં હૃદય કેટલું ઘવાશે તેનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. આવતાં વાર શા માટે મારા નિર્દોષ મનને ખાટાં તીખાં મેણાંથી જાણીતુ કર્યું? હું કાંઇ પણ કરતી કે કહેતી તો મારાં માબાપ વિષે ચર્ચા કરવાની શી જરૂર હતી? મને ન આવડે તો સાસુજીની તો શીખવવાની ફરજ હતી. શું હું રાક્ષસી છું? શું છોકરાને માબાપને માટે ભાવ હોય, માન હોય અને હેતાળ છોકરીને પોતાની જનેતા અને પૂજ્ય પિતાને માટે જરા યે લાગણી ન હોય? "તારી મા અને તારા બાપ અને તારી ઉખાત!" તમને કોઈ એમ કહે તો તમે સામાને તમાચો મારી શકો. નિર્દોષ બાલિકાને પૂજ્ય માવિત્રોના પર પડતા શુકનો સાંભળવા પડે; મન અકળાય, પણ વેઠવાં પડે; હૃદય રડે, પણ ખમવાં પડે.

એ ત્રણ મહિનામાં કઠણ કાળજું કરી એ સાંભળવાની ટેવ પડી ત્યારે નવી ખુબી શરૂ થઇ. વ્હાલા! તેર વર્ષમાં મારૂં શું ગજું? પારકે ઘેર ઉછરેલી નાદાન છોકરીને તમારી રીતિઓ ક્યાંથી આવડે? જેમ તમારી બ્હેન તમારી માને લાડકી તેમ હું પણ મારી માને હતી. મારાં કોમલ અંગોની તેમને દરકાર હતી. ત્યારે શું વીસ વર્ષની દીકરીનાં સુંકોમલ અંગો જરા કામ કરતાં સેકાઈ જાય અને તેર વર્ષની વહુનું શરીર આખાં ઘરનું કામ ઉઠાવી શકે? શું હિંદુસંસારમાં સાસુને અને વરને જરા પણ ન્યાયના અંકુરો મનમાં નથી હોતા? મારૂં પણ શરીર હતું–કાંઈ લોઢું લાકડું નહોતું. વળી આખા દિવસની મહેનત મજુરી પછી તમારી પતિ તરીકે શી દરકાર? આખી જીંદગીભર મેં સાંખ્યું છે, પણ હવે બોલીશ. તમને શું ખબર ન હોતી કે હું પણ નાદાન અશક્ત બાલક છું? આખો દિવસ ગદ્ધાવૈતરૂં કરૂં છું? નથી સુતી કે નથી બેસતી? તમે બૅાલબૅટ રમીને આવો, ઓફિસમાં જઈ આવો તેમાં શું

થયું ? અમે ઘરમાં શું ઉંઘ્યા કરીએ છીએ ? આખો દિવસ મજુરી કરતાં પળે પળમાં ગાળો ખાતાં, આખા ઘરના વધેલે ધાને પેટ ભરતાં, અસંતોષમાં અહોનિશ જીવન ગાળતાં, થાકયાં હાર્યાં એ પ્રમલ શબ્દની લાલસામાં તમારી પાસે આવીએ તો તમારાથી એક શબ્દ પણ સ્નેહનો ન બોલાય ? સાધારણ વસ્તુ જોઇએ તો પણ તરત ઉઠી હાજર રહેવું, પળવાર વાર લાગતાં તમારા ઘાંટા સાંભળવા; તમારા મરદના મજબુત પગ ઓફિસમાં બેઠાં બેઠાં દુખે તેને મારા નિર્બલ હાથે દાબવા અને તમને પરસેવો થાય તો કમ્પતી કેડે અડધી રાતે પવન નાંખવો ! શું તે વખતે તમારા મનમાં એમ પણ ન આવ્યું કે આ તમારા કરતાં વધારે કોમલ બાલા કેમ આ શારીરિક દુઃખ વેઠશે ? કયાંથી આવે ? હું તો ગુલામડી. વહુ તે એક ઘરનું બિલાડું. તેમાં બિલાડું પણ સારૂં કે નીરાંતે ઉંઘે ને બે વખત નીરાંતે ખાય. તમને મરદોને અમારાં દુઃખોની શી ખબર ? ઘણા દિવસો એવાયે ગયા છે કે આખો દિવસ અથાગ કામ કરી પેટની નસેનસ દુઃખતી હોય, બેસાતું ન હોય, સુવાનું તો કયાંથી જ હોય ? એ દુઃખ સાથે પણ તમારી સેવા કરી, મુંગે મોઢે જ્યાં ત્યાંથી નિદ્રાદેવીનો આશરો લેવાની જ આકાંક્ષા હોય; તેવી વખતે તમારો સખત બોલ, અણઘટતી ધમકી, અને કવચિત્ બેચાર લપડાક પણ સહન કરતી;-અને આંસુ પડે તેમાં પણ ગુનેગારી ! પિયેર જવાની બંધી; સાસુનો સદાનો કોપ; તમારૂં હંમેશનું સ્વામિત્વ,—જુલ્મી બેદરકાર સ્વામિત્વઃ આ બધું પંદર વર્ષની છોકરીને તમે સહન કરાવ્યું ! હજારો મારા જેવી કરે છે તેમ મેં પણ કર્યું.

ભૂલેચૂકે એક દિવસ મારી માને મોઢે મારાથી કાંઇ કહેવાઈ ગયું તેનો તમારી માને કાને ઉડતો સંદેશો આવ્યો. તેણે વાતનું વતેસર કરી તમારા કાન ભર્યા. તમે તે રાતના મને મારી. એ દિવસ યાદ છે ? ફાટતી છાતીએ ઉશીકા પર બહુએ આંસુ વરસાવ્યાં–મોત માગ્યું. આ રીતે અસલની બૈરી–નદીએથી આખો દિવસ પાણી ભરી લાવનારી પુષ્ટ શરીરવાળી–આખો દિવસ કુથલી કરી દિવસ ગુજારી જડ મગજની માત્ર કહેવાતી અબળાઓ, આ બધું સહન કરતી હોય તો ભલે, પણ ભણી-

ગણી સુકોમલ શરીરની અને હૃદયની હાલની બાલાઓ આ ક્યાંથી વેઠી શકે?

જો તમે મને સ્નેહ દેખાડયો હોત—તમને ખાવા પીવાનો મોજ-શોખ કરાવનારી લુંડી તરફ મહેરબાની—નહિ—જો જરા પણ દરકાર, મારા તરફ જરા પણ સહનશીલતા કે ન્યાય દર્શાવ્યાં હોત, તો સંસારે તો તમને મારા શરીરના માલિક બનાવ્યા હતા પણ હું તમને મારા અંતરના પ્રભુ બનાવત—તમારી સૃષ્ટિને ફૂલે પાથરી સુખની સીમાનો અનુભવ કરાવત. પણ મારા મનની બધી મનમાં જ રહી. તમારે પાલવે પડીને ન મળ્યો ન્યાય, કે ન મેળવ્યો સ્નેહ, કે નહિ પામી સુખ. મારૂં અંતર રીબાઇ રીબાઇ શરીર સુકાયું અને આખરે તમારા શબ્દો અને કૃત્યોથી જ આજે મરૂં છું.

એક દહાડો તો તમારા સ્વાર્થ શિવાય બીજી વાત કરવી હતી? એક પળ તો શુદ્ધ પ્રેમનો સ્વાદ ચખાડવો હતો? એક વાર તો જમ્યા પછી પુછ્યું હતું કે પાછળ ધાન રહ્યું છે કે પોપડા? એક દહાડો તો સાથે બેસી કાંઇ રસિકતાનો, કાંઈ ઉંચા વિચારોનો ખ્યાલ કરાવવો હતો? પણ એવી ક્યાંથી આશા? ખાઇપી, પેટભરી, જીંદગી ગાળવામાં એવા વિચારો ક્યાંથી આવે? અસલ સતીઓ આવતે ભવે તે જ સ્વામી માગતી. હું માગું, પણ તે લાયકાત તમે દેખાડી છે? તેવી સતીઓને તેવા પતિ હતા. આ ભવે છુટી—પ્રભુ ફરી આપણો સાથ ન કરાવે!

સાસુજીને કહેજો કે ફરી કોઈ ભણેલી સ્ત્રી ન લઈ આવે!

**અભાગિણી.**



# ગોમતિ દાદાનું ગોરવ.



સમાનતાની વાત કરવા તો બધા શૂરા છે. કાંઈ લોકશાસનની વાતો કરી તેથી આપણાં કુલાભિમાન અને જાતિ અભિમાન છોડી દેવાં ? નહિ જ. એ–દોષ હોય તો પણ–પ્રશંસનીય છે, " મહાન નરનું છેલ્લું કલંક " છે. તો પછી, રા. સુમતિશંકરનું કુટુંબ આ દોષથી ભૂષિત હોય તો શો વાંધો ? આજે બધે શું છે ? બીજા બધા બેચાર પેઢીની વાતો કરે છે; સુમતિ તો શુદ્ધ ઋગ્વેદી, આશ્વલાયની શાખાનો અને અત્રેયસ ગોત્રનો ઉંચો અસ્પર્શ્ય બ્રાહ્મણ ! જ્યારે સુમતિનું વંશપરંપરાનું ગોરવ જોઇએ; અને જ્યારે દહાડામાં ત્રણ ત્રણ વખત તસ્દી લઈ, નામ અને કુળ ન ભૂલાય માટે પેઢીધર 'अत्रेयसगोत्रोत्पन्नोहं' કરી બાપદાદાઓ અનસૂયાના જ પેટમાંથી નીકળેલા હતા તેનો ચોખ્ખો દીવા જેવો પુરાવો જોઇએ, અને જેમ કોઈ નદી જમીનમાં થઇને, અથવા ઝાડપાનથી ઢંકાઇ વહેતી હોય અને દેખાતાં ન દેખાતાં છતાં આખરે પર્વતમાં જ એનું મૂળ છે એમ માનીએ, પેઢીનામું ખોવાતાં–ભૂલાતાં, જ્યારે મૂળ પુરૂષ અત્રિને પકડી શકીએ; જ્યારે તે અત્રિ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશને ખોળામાં રમાડનારના ભરથાર હોય; અને જ્યારે આમ બ્રહ્મા સુધીનો અસ્ખલિત દાખલો ચોક્કસ થાય, તો પછી કોની મગદુર છે કે સુમતિશંકરનું કુલાભિમાન વાસ્તવિક નથી એમ કહેવાની હિંમત કરે ? આ ચોક્કસ પેઢીનામા આગળ ચીનના પદભ્રષ્ટ રાજાના પણ વંશગૌરવનો હિસાબ નથી. તેમાં જો સુમિતાનાં ફોઈ અને કાકાને અત્રિ સંબંધી વાત કરતાં સાંભળો તો તમને તો એમ જ લાગે કે બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્રને અનસૂયાએ ખોળામાં સંતાડયા ત્યારે સુમતિનાં ફોઈ અને કાકા બારણા પછાડી ભરાઈ, અનસૂયા દાદીનું પરાક્રમ નિહાળી રહ્યાં હશે. અને જ્યારે કોઇ શુભાશુભ પ્રસંગે સપ્તર્ષિનું સાત સોપારી મૂકી આવાહન થતું ત્યારે સુમતિના કાકા વિમતિશંકરની છાતી એક વહેંત ઉંચી આવતી; અત્રિ બનેલા સોપારીને ચંદનના ચાર વધારે છાંટા

અને ફુલની બે મોટી પાંખડી ચડાવ્યા વિના તે રહેતા નહિ; તે ઉપ-રાંત તરત જ આમતેમ મગરૂરીમાં જોતા અને ધીરમતિ ફોઇની સામું જોઇ "અત્રિ-સોપારી" દેખાડી "આ આપણા દાદા" એવું કાંઇક નજ-રથી સુચવતા.

પણ જો કુલગૌરવનું કારણ આટલું જ હોત તો તેમાં કાંઈ એટલી બધી નવાઈ નહોતી; કારણ કે બ્રહ્માના ઋષિપુત્રોથી જ હિન્દના બ્રાહ્મણોની ઉત્પત્તિ થઈ છે; અને બાકી બીજા દેશોમાં તો બ્રહ્માના આંગળીએ આણેલા પુત્રોથી થઈ હોવાથી, આપણા સદ્ભાગ્યે કરોડો ભૂદેવો બારોબાર સ્રષ્ટાથી જ આવેલા એ વાત સિદ્ધ છે. પણ સુમતિશંકરના કુટુંબના ગર્વનું કાંઈ બીજું પણ કારણ હતું, અને એમના કુટુમ્બીઓ ધીમે, માનભર સાદે જ તે જણાવતા, નહિ તો માંહોમાંહે સમજતા. પહેલાં તો જાણે એમનામાં મતિ ન હોય તેમ છોકરા અને છોકરીઓ બધાનાં નામ પાછળ "મતિ" રાખ-વામાં આવતું; સુમતિના કાકા વિમતિ, ફોઈ ધીરમતી, બાપ શંકરમતિ, વગેરે વગેરે. કારણ એમ હતું કે કોઈ એમનો પૂર્વજ "ગૌમતિ" ઘણો પ્રતાપશાલી થઈ ગયો હતો; અને તેના વંશજ બીજા બધા કરતાં કોઈ અજબ રીતે ચડતા હોય તેમ બધા વર્તતા. એમને ત્યાંનાં બધાં અતડાઇ અને રૉફમાં રહેતાં; એમના કાકાઓ ન્યાતમાં, શ્મશાનમાં, વરઘોડામાં આગળ આગળ ચાલતા; એમની ફોઇઓ કુટવામાં, ફટાણામાં બધા કરતાં જુદે જ રાગે ને જુદી જ તીખાશથી રસ ભેળતાં; એમના છોકરાઓને બીજાની જોડે રમવા દેવાની સખ્ત મનાઇ હતી. નિશાળોમાં માસ્તરને ચોક્કસ હુકમ હતો કે ખબરદાર અમારા છોકરાને બીજા સાથે બેસવા દીધો કે ફરવા દીધો તો! કારણ કે, તેઓ "ગૌમતિના પેટ" ના હતા. એમના કુટુંબનાં બધાં ઉંચી મોર જેવી ડોકી કરી ચાલતાં. અવાર નવાર વાત કરતાં "હું ગૌમતિ પેટનો હોઉં તો" આમ અને તેમ કર્યા કરતાં, વારંવાર "ગૌમતિ" નું કુલ લજવાવાનો ધાક બધાથી વધારેમાં વધારે દેખાડતાં.

સુમતિ નાનો હતો ત્યારે તેને બહુ ચીડ ચડતી, કારણ કે "ગૌમતિ" કુલોત્પન્ન થયા છતાં એનામાં તેનો વા જરા ઓછો હતો. સમજ નહોતી

પડતી કે એનામાં એવું શું છે કે જેથી ફળીઆના છોકરા જોડે ન રમાય, નિશાળમાં સાથે ન બેસાય, તેની સાથે ન ચણા મમરા ખવાય ને ન વરસાદમાં ઝીલવા જવાય. ધીરમતિ ફોઇ અને હરમતિ ફોઈએ એને બહુ ધમકાવતાં, અને "ગૌમતિ" કુલકલંક ઉઠવાની ભયાનક આગાહી આપતાં. તેમાં હરમતિ ફોઇમાં કુલાભિમાન ઘણું સતેજ હતું. તેમનો ધણી જીવતો હતો. પણ સાસુ અને વર જોડે સાત વર્ષ સુધી પોતાનું કુલ મોટું છે એમ અનેક વાદવિવાદો કર્યા પછી પણ તેઓની મોભાગ્ર બુદ્ધિ "ગૌમતિ" કુલની મહત્તા ન સમજી શકી; અને તેવાં છીછરડાં લોકો જોડે રહેવા કરતાં કુલદીપિકા હરમતિ ફોઇએ જીવતા ધણીએ રંડાપો વેઠી, પીયરમાં બાકીની જીન્દગી પુરી કરવાનો આગ્રહ આદર્યો હતો. ઘણી વખત ફોઇને સુમતિ પુછતો કે કેમ ફલાણું નહિં કરૂં? પુછતાંજ ફોઇઓનો મિજાજ જતો; છોકરાની કુબુદ્ધિનો નાશ કરવા માટે ઇશ્વિર પાસે યાચના રૂપે તેમની આંખો આકાશ તરફ ફરતી, અને બહુ થાય તો ધીમો ધ્રાંટો કાઢી ફોઇઓ પૂજાની ઓરડી તરફ આંગળી કરતી. અને એનું એક મોટું કારણ હતું.

પૂજાની ઓરડીમાં કાંઈ અદ્ભુત ભેદ હતો. "ગૌમતિ" નું નામ દેતાં બધાંની નજર તેના તરફ જતી, જાણે "ગૌમતિ" દાદા સદેહે ત્યાં બેઠા હોય તેમ તેનો ત્રાસ લાગતો, અને વર્ષમાં એક દિવસે–વૈશાખ વદ ચોદશે–ઘરનાં મોટાં ભેગાં થતાં, છોકરાંઓને ઓરડીમાં પુરતાં, અને ઘીનો દીવો કરી બધાં પૂજાની ઓરડીમાં જઈ કશાને નૈવેદ્ય ધરાવતાં. સુમતિને તે શું છે એ જોવાનું મન તો બહુ થતું; પણ કાકાનો હુકમ તોડાય તેમ નહોતું. જ્યારે તે મોટો થયો ત્યારે તેને વાત કહેવામાં આવી કે પૂજાની ઓરડીમાં "ગૌમતિ" દાદાનાં પહેરેલાં કપડાં, મુગટ, અને શણગાર છે. અને કુટુંબમાં એવી પણ કહેણી હતી કે જ્યાં સુધી એ વસ્ત્રાલંકાર આમ રહેશે ત્યાં સુધી કુટુંબની મહત્તામાં કાંઇ વાંધો કદાપિ પડનાર નથી. ન્યાતના લોકો ગમે તે કહેતા, પણ તેઓમાં પણ કાંઈ દંતકથા ચાલતી; અને તેથી "ગૌમતિ" કુલતિલકોને ઘણું માન મળતું, અને યજમાનોને દક્ષણા પણ સારી આપતા. ધીમે ધીમે ફોઇઓએ એને સમજાવ્યો કે જ્યારે બાવીશ

વર્ષ પુરાં થાય ત્યારે જ "ગૌમતિ" દાદાનો પહેરવેશ જોવાનો લાભ પહેલી વખત દરેક છોકરાછોકરીને મળે.

સુમતિ જેમ જેમ મોટો થયો તેમ તેમ તે પણ કુલદીપક નીવડશે એમ લાગ્યું. એનું માથું આકાશે ગયું, એનો સ્વભાવ અતડો થયો, એ પણ "ગૌમતિ"ના પેટને વારંવાર સંબોધતો થયો. બાવીશ વર્ષનો થાય ત્યાં સુધી પૂજાની ઓરડીમાં જવાય એમ નહોતું; પણ કલ્પનાના ઘોડા દોડાવી શો રેશમી પહેરવેશ, શાં ચમકતાં જવાહીરો, શો લચકાતો શિરપેચ શી વૈજયંતી માલા અંદર પડયાં હશે, તેનો વિચાર કરતો. તેણે મનમાં ધાર્યું કે જરૂર "ગૌમતિ" દાદા વિક્રમ કરતાં તો બે ચાર દરજ્જે મોટા હશે જ. અંગ્રેજી ભણવા માંડયું ત્યારથી મૅટ્રીકમાં ચાલતા રૂપીયા રૂપીયાના હિન્દના ઇતિહાસો લઈ લઈ લીટીએ લીટીએ "ગૌમતિ" શબ્દ ખોળવાનો તેણે પ્રયાસ શરૂ કર્યો તે પ્રયાસ મૅટ્રીકમાં આવ્યો ત્યારે પુરો થયો; કારણ કે તેને સમજ પડી કે રૂપીઆના ઇતિહાસો તો અપૂર્ણ હોય છે. પાછી શ્રદ્ધા બેઠી અને નિશાળના પુસ્તકાલયમાંથી "મિલ"નો ઇતિહાસ ઘેર લાવી લીટીઓ તપાસવી તેણે શરૂ કરી.

એક યજમાનની ખોટી સલાહથી સુમતિને કૉલેજમાં મુકવાનો નિશ્ચય થયો. બોર્ડીંગમાં ભ્રષ્ટાચાર હોવાને લીધે યજમાનોને ત્યાં સુમતિને મુકયો, અને પોતાની જ્ઞાતિ અને કુલશુદ્ધતા સાચવવા સાથે પેટને અર્થે અધર્મી પાશ્ચાત્ય કેળવણી લેવી તેણે શરૂ કરી. અંગ્રેજી કેળવણીની અશુદ્ધતાએ સુમતિના પવિત્ર "ગૌમતિ" સ્વભાવને બગાડયો. ધીમે ધીમે "સ્વાતંત્ર્ય" "વ્યકિતત્વ" એવા એવા પાશ્ચાત્ય તોફાનના ભણકારા તેના કાનમાં વાગવા માંડયા અને ગંગાની માફક એ નીચે ને નીચે પડવા માંડયો. એક ઘણી ખાનગી વાત છે-એક વખત ત્રણ દિવસ લાગલાગટ સંધ્યા સુદ્ધાં તેણે ના કરી; એક વખત કૉલેજની "ડીબેટિંગ સોસાયટી" માં માણસ બધા સરખા છે એવી ચર્ચા કરવા ઉભા થવાનું નિર્લજ્જ પગલું લીધું; અને અધમતાની સીમાએ પહોંચી, એક વખત હિંમત ધરીને બાપદાદાની મોટાઈ વખાણી જીવવું એ પોતાની ક્ષુદ્રતા કબુલ કરવા જેવું છે એવું કહી નાખ્યું! એના

અધઃપાતની પરંપરાની હદ વળી ગઇ. "ગૌમતિ" કુલમાં એ અંગાર ઉઠયો. સ્વર્ગમાં કે જ્યાં હોય ત્યાં ગૌમતિનો આત્મા ગાજી ઉઠયો. બ્રહ્મલોકમાં અત્રિ ઋષિના હાથમાંથી ગૌમુખી સરી ગઇ. તેની અર્ધાંગના અનસૂયાની આંખમાંથી આધ્યાત્મિક આંસુ ખરવા માંડયાં !

જેમ જેમ આ છોકરો બગડતો ગયો તેમ તેમ તેના મનમાં પૂજાની ઓરડીમાંનો ભેદ ફોડવાની આકાંક્ષા વધી; "ગૌમતિ" દાદા કોણ હતા તે જાણવાની જિજ્ઞાસા વધી; કારણ કે કયાંય પણ ઐતિહાસિક મુદ્દો હાથ નહિ લાગવાથી તે કોઈ ઠાકોર કે જમીનદાર હશે એમ તેને લાગ્યું. વીશ અને બાવીશ વર્ષ વચ્ચેનો અંતર જીવલેણ લાગ્યો. આખરે બાવીશ વર્ષ પુરાં થવા આવ્યાં. કાકા મરી ગયા હતા એટલે ફોઇઓએ તેને આ ગૌરવનો મોટો ભેદ દેખાડવા હા કહી. ગમે તે વિચાર હોય પણ સુમતિશંકરનું હૃદય ઉછળી રહ્યું. મન પર માનનું દબાણ થયું. શુભ દિવસે તે ગામ આવ્યો—ઘરની વહુઓને પિયર વળાવી—નાનાં છોકરાંને પડોશીને ઘેર બેસાર્યાં—બારણાં વાસ્યાં, ફોઈ ભત્રીજો છાનાં માનાં, "ગૌમતિ" દાદાનો પહેરવેશ નીહાળવા પૂજાની ઓરડી પાસે ગયાં. ત્રણેએ શ્વાસ ખાધો—માન, કૃતજ્ઞતા, પિતૃભક્તિ એ બધાની લાગણીને મહામહેનતે ટોળે મેળવી અત્રિ અને અનસૂયાની માનસિક આરાધના કરી. જાણે "ગૌમતિ" દાદા અંદર ઉંઘતા હોય તેમ ધીમે ધીમે બધાં અંદર ગયાં. એક ફોઇના હાથમાં ઘીનો દીવો હતો, બીજીના હાથમાં નૈવેદ્ય હતું. પૂજાની ઓરડી અંધારી હોવાથી વંદા વગેરેની વસ્તી ભરચક હતી, છતાં એક ઉંડા ગોખલામાં એક પેટી હતી તે એક ફોઇએ કાઢી.

સુમતિના કાનમાં રણશીંગાં ફુંકાયાં. બાવીશ વર્ષનાં સ્વપ્નોનું કેન્દ્ર-સ્થાન આજે નીહાળવાનો વખત આવ્યો. તેનો હાથ ધ્રુજ્યો, મ્હોંમાં થુંક સુકાઈ ગયું. એક ફોઇએ ધીમે રહીને પેટી કાઢી, તેને બાંધેલી કટાયેલી કુંચી છોડી, લગાડી, પેટી ઉઘાડી. બન્ને ફોઇઓ મોન્ટિક્રિસ્ટોની તીજોરી બતાવતાં હોય તેમ ગર્વભેર સુમતિને જોવા કહ્યું. અંધારામાં સુમતિએ નીચા વળી નીહાળ્યું. ખરેખર લીલો મખમલનો પોશાક, કાંઈ રૂપાનાં ચકતાં-એવું કાંઇ

દેખાયું. જરીનો વાગો ને શિરપેચનાં સ્વપ્નાં ખોટાં ઠર્યાં. એક ચકતા પર કાંઈ કોતરેલું દેખાયું. સુમતિ નીચો વળ્યો; કાંઈ "Surat" સુરત જેવું વંચાયું.

"ધીરમતિ ફોઇ! આપણે બહાર કાઢી જોઇએ. આના પર કાંઈ લખ્યું છે!"

"ના ના! બહાર કેમ કઢાય?"

"જુઓ તો ખરાં 'ગૌમતિ' દાદા કોણ હતા તે તો જોઇએ. ચોક્કસ થાય" જોયું? આ અંગ્રેજી કેળવણીની અસરની પીડા. ફોઈઓએ હા-ના કરતાં હા કહી. સુમતિના મનમાં કાંઈ કાંઈ વિચાર આવ્યા. વખત છે ગૌમતિદાદા સુરતના દિવાન હોય! સુરત બક્ષિસ પણ મળ્યું હોય!! વખત છે ને સરકાર સામે દાવો માંડી પાછું પણ લેવાય!!! વિલાયત સુધી લડવું પડે તો ભલે પણ ગયો હક્ક તો મળે. એમ વિચાર કરતાં તેણે પેટી બહાર અજવાળામાં કાઢી. રખેને સુરત શહેર હાથમાંથી સરકી જાય તેમ ધીરે રહીને તેણે કોટ ઉંચો કર્યો. કોટ પર રૂપાના અક્ષરો હતા, તેને અજ-વાળે ધર્યા—ને સુમતિની આંખે અંધારાં આવ્યાં.

"Surat Factory. Mr. Howard's Hamal" "સુરતની કોઠી. મી. હાવર્ડનો હમાલ." તેણે વાંચ્યું.

સુમતિ બેભાન જેવો થઈ ગયો, તેના હાથમાંથી પોશાક પડી ગયો, "ગૌમતિ" દાદા શું કરતા હતા તેની ખાત્રી થઈ. જરા ભાન આવ્યું અને તે ખડખડાટ હસી પડયો. ફોઇઓ ખીજવાઈ; ભત્રીજાએ ભરમ ભાગ્યો. ફોઈઓએ અને ભત્રીજાએ કુલાભિમાનને જેમ તેમ કરતાં સરખું કર્યું.

* * *

રાત્રે એ ફોઇ ને ભત્રીજો પાછલે બારણેથી બહાર નીકળ્યાં, એક પોટલી સાથે ઘંટીનું પડ બાંધ્યું અને પાડોશમાં કુવો હતો ત્યાં "ગૌમતિ દાદાનું ગૌરવ" વિસર્જન કીધું!!!

---

# શામળશાનો વિવાહ.

પ્રિય વાચક ! જરા ધીમેથી ઉપરનું નામ વાંચી સાક્ષરતાની સીડીએ ચડી, મહાકાવ્યની આશા રાખતો હો, કવિરત્ન નરસિંહના પુત્રનો ઇતિહાસ સાંભળવા તલસતો હો, ભકિતનો સ્વાદ ચાખી ઇશ્વરનું નામ સાંભળવા તને ઉલ્લાસ થતો હોય–તો મારો લેખ વાંચવો બંધ કરી દે. મારે સાક્ષરમાં ગણાવું નથી–ગરીબ બિચારા શબ્દોનું સત્યાનાશ વાળવું નથી; કવિ થઈ રવિ ન પહોંચે તેવા અંધારામાં જવું નથી; ભકત થઇ, સ્વર્ગે જઈ, તેત્રીસ કોટી દેવતાઓને જોઇ, અહોનિશ નમસ્કાર કરી ટાંટીયા તોડવા નથી. મારે તો એક સાદી વાત કહેવી છે. વાત ભલે સાદી હોય પણ શ્રેષ્ઠતામાં ઉતરે એમ નથી. શું નરસિંહ મહેતાના પુત્રે પુણ્ય કરેલાં અને મારા શામળશાએ ગુનેહગારી ? નહિ જ. આ તો પ્રજાસત્તાના દિવસો છે. ગરીબ ભીખારી ઉમરાવના સરખો છે, દારૂ પી લથડતા મજુરોની વિચારશકિત પરથી ગ્લૅડસ્ટનો જેવાની લાયકાત નક્કી થાય છે. તો શા સારૂ મારા શામળશા નરસિંહ મહેતાના દીકરા સમાન નહિ ?

ગયા મહા મહિનામાં હું મુંબાઈથી અમદાવાદ જતો હતો. શું કામે તે કહેવામાં સાર નથી. ગાડીમાં મારી સાથે એક મારો જુનો મિત્ર બેઠો હતો. કયાં સુધી તો અમે ટોળટપ્પાં માર્યા–પાન ચાવ્યાં–જુની નવી સંભારી હસ્યા. મારો મિત્ર રૂની દલાલી કરતો હતો એટલે લેબાસમાં કાંઇ ઉતરે એવો ન હોતો. ધીમે ધીમે આગગાડી–એક સ્ટેશન પાસે આવવા લાગી એટલે મારા મિત્રમાં જાદુઈ ફેરફાર થવા માંડયો. બગલાની પાંખ જેવું પહોળી કોરનું અમદાવાદી ધોતીયું, કડકડતો કસવાળો અંગરખો, કસબી કોરનો દુપટ્ટો, અને લાલ કુસુમ્બી પાઘડી ધીમે ધીમે નીકળ્યાં, અને ગાંડાભાઈના શરીર પર ચડવા માંડયાં.

"કેમ ગાંડાભાઇ ! સાપ કાંચળી ઉતારે તેમ તમે પણ—"

"હા ભાઇ !–આ ગામના શેઠ શામળશાનાં લગ્ન છે. તેનો હું આડતીયો એટલે કાંઈ છુટકો છે ? ચાલો તમે પણ."

"કોણ હું!" અચંબાથી મેં પુછ્યું. "હું તો તમારા શેઠને ઓળખતો યે નથી. તેનું નામ તો આજે સાંભળ્યું."

"તેમાં કાંઇ નહિ. શેઠે તો બધાને કહ્યું છે કે મિત્રમંડળ સહિત આવજો. ચાલો તો ખરા, જરા મોજ આવશે. અમદાવાદમાં એટલું બધું શું કામ છે?"

"ના રે! કામ તો કાંઇ નથી. પણ નકામા પારકે ઘેર—"

"અરે પારકું શું અને પોતાનું શું ભલા માણસ? કયાં લાંબી વાત છે? આજે સાંજનાં ગોધાં લગન છે. લગન જોઇને સવારે જજો." "ગોધાં લગન" શું હશે તેના હું વિચારમાં હતો એટલામાં સ્ટેશન આવ્યું અને ગાંડાભાઇને તેડવા માણસો આવ્યા.

"રણછોડભાઈ! ના મારા સમ! અમારા શેઠને ખોટું લાગશે" ગાંડાભાઇએ કહ્યું. આખરે મેં પણ હા કહી અને વગર નોતરે શામળશાના લગ્નનો લ્હાવો લેવા ઉતર્યો.

પોટલાં ઉતાર્યાં અને અમે સ્ટેશનથી બહાર નીકળ્યા. "આ ગાલ્લી તમારે હારૂં હોં કે" કહી તેડવા આવનાર માણસે એક નાનું, ઉઘાડું ગાડું દેખાડયું. તેમાં ચાર જણ તો બેઠેલા હતા; અમે બે, તેમજ ગાડીવાળો કયે ખુણે બેસીશું એ મને વિચાર થયો. આખરે અમે સાત જણ ગમે તેમ સિંચાયા. ગાડીવાળાએ હાથમાં પરોણી લઇ, બળદીયાનું પુંછડું આમળી "તારો પાળતો મરે"ની શુભાશિષોથી ગાડું હંકાર્યું. સંકડાઇને બેઠા એ તો ઠીક, પણ અવારનવાર રસ્તાની અવનવી ખુબીઓ આવતાં અમે એક એકના ખોળામાં જઇ પડતા, અને નાક પર સરી પડતી પાઘડીઓ મહામુશ્કેલીએ સીધી કરતા.

આખરે મહેમાનો ઉતારવાની વાડી આવી અને અમારી 'ગાલ્લી' ઉભી રહી. અમને ત્યાં ઉતારી ગાડીવાળો ચાલ્યો ગયો; અને અમને તેડવા આવનાર તો ક્યારનો અંતર્ધાન થઈ ગયો હતો. એટલે, બબ્બે હાથમાં પોટલાં લઇ ચારે બાજુએ આવકાર દેનારની વાટ જોતા, કઈ

દિશામાં જવું તેનું નિરાકરણ કરવાની શક્તિ વગર અમે ઉભા. અવાર-નવાર વાડીમાંથી કોઈ એબોટીયું પહેરી, તો કોઇ પાઘડી પહેરી, જતું આવતું; પણ કોઈ ઓળખીતું નીકળ્યુંજ નહિ.

"ગાંડાભાઈ, આમ તપ ક્યાં સુધી કરવું છે! મારા તો હાથ રહી ગયા. ચાલો તો ખરા, અંદર."

"હા ચાલો" કહી મને નોતરી આણી, માનભંગ થયેલા ગાંડા-ભાઈ અને હું વાડીમાં પેઠા. વાડીમાં પેસતાં નીચેના ખંડમાં એક હીંચકા પર, છ સાત ગૃહસ્થો હા–હા–હી–હી કરતા બેઠા હતા અને ગાયન ગાતા હતા. ચાર પાંચ જણુ ભોંય પર પથારી પાથરી બપોરની નિદ્રાને માટે તૈયારી કરી રહ્યા હતા. ત્યાં અમે પોટલાં મુકયાં અને કોઈક નવરો ખુણો ખોળવા માંડયો. બાજુની નાની ઓરડીમાં પાંચ જણાનો સામાન પડયો હતો; ઉપર માળ પર વીશેક ગૃહસ્થો–કોઈ ગપ્પાં મારતા તો કોઈ ઝોકાં ખાતા–પડયા હતા. વાડીમાં જાણે કીલ્લાં ઉભરાતાં હોય તેમ લાગતું. એક માણસ સુવે એટલી પણ જગ્યા મળવી કઠણ લાગી.

આખરે અમે પાછા નીચેની ઓરડીમાં આવ્યા, અમે આમ તેમ ફરતા, પણ કોઇને પુછવાની પરવા નહોતી.

"ગાંડાભાઈ! અહિયાં તો બધાજ મારા જેવા ભાડુતી લાગે છે."
"હા ભાઈ!"

ગાંડાભાઈ બીચારા શું બોલે?

"ત્યારે એક કામ કરીએ. આ ઓરડીમાં જ ધામા નાખીએ. બધા જ ભાડુતી છે એટલે કોઇ પુછનાર નથી," કહી મેં એકની પથારી, બીજાની ટ્રંક, ત્રીજાની ઝોયણી ઉંચકી એક ખુણામાં નાખ્યાં, અને જગ્યા કરી. ચપોચપ બહાર બેઠેલા ગૃહસ્થો આવ્યા, અને અમારી હિંમત જોઇ, અમને વધારે હકદાર ધારી, રસ્તો કરી આપ્યો. પછી મેં અને ગાંડાભાઇએ મસલત કરી, અને પેટની પરોણાગત માટે પણ આ જ કાયદો લગાડવો શરૂ કર્યો. એક જણને પકડયો, થોડે દૂર રસોઇની તજવીજ હતી ત્યાં તેને લઇ જવા કહ્યું,

સામે કુવા પર નાહ્યા અને જમવા બેઠા. પચ્ચીસ જમી ગયેલાની જગ્યા પર, ઉંકડા ઉંકડા, સારો મજાહનો ટાઢો ભાત, શી વસ્તુ છે તે ન સમજાય એવી આછી પાણી જેવી દાળ, માથાના વાળ ઉભા થાય એવું તીખું શાક અને ગંધાતા ઘીથી લચપચતો લાડુ ખાઇ અમે પરવાર્યાં. પછી ગાંડાભાઇ મને શેઠ પાસે લઇ ગયા.

શામળશા જાડા, વૃદ્ધ, કાળા અને ગોળમટોળ ગૃહસ્થ હતા. પરસેવો અને પીઠીના મિશ્રણથી જાણે વાર્નિશ દીધું હોય એવા લાગતા. ઘરેણાંના ગાંસડા ઠાલવી એમની ડોક, હાથ, અને કાન શણગારવામાં આવ્યાં હતાં. તેમના મ્હોં પર સુખ દેખાતું હતું, કારણ કે હાથમાં આરસી લઇ તે મુછો તપાસતા હતા. હમણાં જ હજામ એમની મુછોને કલપ લગાવી ગયો હતો.

"ઓહો! કોણ ગાંડો!–આવની ભાઇ. તારી જ ખોટ હતી."

"ના જી! એમ તે હોય. હું તો ખરોસ્તો. આ મારા મિત્ર રણછોડભાઇ."

"પધારો પધારો! સારાં માણસો છે કયાં દુનિયામાં? આ વખતે પ્રભુની મહેર છે. ગઇ વખત હું પરણ્યો–આ કીલાની માને–ત્યારે તો બાર જણ પણ નહોતા. એ તો જીવ્યા કરતાં જોયું ભલું." જેમ ડૉકટર મરી ગયેલા દર્દીની વાત કરે તેવી બેદરકારીથી જુની સ્ત્રીને સંભારતાં શેઠ બોલ્યા.

"ખરી વાત છે શેઠ સાહેબ? લગ્ન સાંજનાં છે.?"

"અરે આ સમરથ જોષીને કહીને થાકયો. દર વખતે આમ ને આમ વાર તે કેટલી."

સમરથ જોષી ઘરડા ધ્રુવડ જેવા દૂર બેઠા બેઠા દક્ષણા ગણતા હતા તેમણે ઉંચું જોયું. "શેઠ! એ તે કાંઇ મારા હાથમાં છે? તો પણ, હવે ફરી વખત જોઇ લઇશ. આ વખતે ભૂલ થઇ તે થઇ."

"કેમ રે સમરથ? આ પાંચમાં વહુ તો આણીએ છીએ. હજુ કેટલાં બાકી છે?"

"હવે યજમાનરાજા એમ બોલીએ નહિ. લલાટે લખ્યા લેખ તે કાંઈ મિથ્યા થાય?" જરા હસતાં સમરથ જોષી બોલ્યા.

એટલામાં બહાર સુરતથી મંગાવેલું "બૅન્ડ" આવ્યું અને અમે કલાકને માટે રજા લીધી.

"ગાંડાભાઈ! શેઠને કેટલાં થયાં?"

"પચાસ કે ઉપર એક બે. કાંઈ વધુ નથી. એમના બાપ સાઠ વર્ષે ઘોડે ચડયા હતા."

હજુ શામળશાએ બાપની બરોબરી કરી નહોતી તો સવાઈ તો કયાંથી જ? પણ હાલની સ્ત્રીને, ન કરે નારાયણ, અને કાંઈ થાય તો બાપદાદાની આબરૂના રક્ષણાર્થે સવાઈ કર્યા વિના આ શેઠ રહે એમ લાગતું નહોતું.

"વહુની શી ઉમ્મર છે?" મેં પુછ્યું.

"હશે પાંચ છ વર્ષની. અહિયાંના દેસાઇની છોકરી છે. કુટુંબ ઘણું ખાનદાન ને આગળ પડતું છે."

"એમ" કહી હું ચૂપ રહ્યો. વાડીએ આવી અમે કપડાં બદલ્યાં. હું પણ જરા દોપટ્ટો બોપટ્ટો અડાવી શેઠના માનમાં શણગારાયો, અને પાછા અમે હવેલીએ ગયા. ત્યાં વરઘોડાની ધામધુમ ચાલી રહી હતી. કોઈ નાટક કંપનીની હરરાજીમાં ખરીદેલા, કટાઈ ગયેલી જરીના પહેરવેશમાં શોભતા વાજાંવાળાઓ ગમે તે બહાને વધારેમાં વધારે કાન ફોડે એવો ઘોંઘાટ પેદા કરી, પોતાની હોશિયારી દેખાડતા હતા; બીજી તરફ સ્વદેશી "બૅન્ડ" હતું. આઠ દસ તાસાંવાળા તાનમાં વગાડતા હતા. બે હીજડા બે ત્રણ શરણાઈના તીણા અવાજે ફાવે તે તાલમાં નાચતા હતા. લોકોની ઠઠ તે તરફ વધારે જોઈ મને લાગ્યું કે આપણો સ્વદેશપ્રેમ હજુ ચુસ્ત છે—આપણું જ સંગીત આપણને ગમે છે. એટલામાં એક પાસે ઉભેલો ગૃહસ્થ બોલ્યો: સાબાશ! શેઠે ઠીક કર્યું. ચાળીશ ગાઉથી તો હીજડા બોલાવ્યા છે." સાબાશ! શેઠની હવેલી આગળ નાના સરખા ચોગાનમાં આવી સુરપૂર્ણ હવામાં–દરેક ઘર આગળથી નીકળતી, બદબો મારતી ગંગા જમનાઓ આગળ પડોશીના ઓટલા પર અમે બેઠા. શેઠ કાંઇ ક્રિયા કરતા હોય એમ લાગ્યું, કારણ કે બ્રાહ્મણોના થોડી થોડીવારે "હો–હા–હાઃ"

-ના અવાજે આવતા હતા. ધર્મ પ્રમાણે શેઠ લગ્ન કરવા લાયક થઇ ચુકયા એવી ખાત્રી થાય તેટલા પૈસા મળ્યા એટલે ક્રિયા પુરી થઇ જણાઇ. થોડાઘણા પુરૂષો હતા તે બહાર નીકળ્યા અને વરરાજાના ઘોડાને બોલાવ્યો.

ઘોડો મહામહેનતે ખોળી કાઢ્યો હોય એમ લાગતું. સીકંદરના "બ્યૂસેફેલસ," કે નૅપોલિઅનના જગજાહેર ધોળા ઘોડાને લાયકાતમાં શરમાવે એવો આ હતો. ડૉન કિવક્ઝોટના "રોઝીનાન્ત" થી પણ એ ચડતો લાગ્યો. તેને આંખ એક હતી, અને જીર્ણતાને લીધે લબડતા હોઠોમાંથી સતત લાળ ટપકતી. તેની ખાંધે સાજ અને પગે ઘુઘરીયો હતી, પણ 'આ પળે મરૂં કે બીજી પળે મરૂં" એવો ઇરાદો તેની કાઠી, અને તેની ઉભા રહેવાની ઢબ પરથી દેખાઈ આવતો. થોડી ઘણી માખીઓ પણ બીચારાને પજવતી, છતાં દૃઢતાથી–શાન્તિથી–સ્થિરતાથી શામળશા જેવાનો ભાર વહેવાના ગર્વમાં જાણે, એક પુરી દેખતી આંખ મીચી, તે ઉભો. શેઠ આવ્યા. મોઢામાં પાનનો ડુચો, આંખમાં કાજળના બિલાડા, ભૂગોળની ભવ્યતાવાળું પણ જરીના જામા પાઘડીમાં જગમગતું શરીર, મોઢા પર ખુંપ અને હાથમાં નાળીયેર! શું સૌન્દર્ય, શી છટા! પરદેશીઓને કહીએ કે આવો અને જુવો. છે તમારે ત્યાં આવો કલાનો આદર્શ? ગમે તેવા પણ અમે શ્રેષ્ઠ, તે શ્રેષ્ઠ.

શેઠ ઓટલાની કોર પર ઉભા–ઘોડાને ઓટલાની કોર પાસે આણ્યો. પણ કાં તો શેઠનું સ્વરૂપ જોઈ કાંઇ કાળકામાતાના સ્મરણથી ઘોડો ચમક્યો હોય–કે કાં તો જાનવરની લગ્નની પવિત્ર ભાવનાની દૃષ્ટિથી શેઠના કૃત્યને ઠપકો આપી, સુધારાનો હિમાયતી થયો હોય–કે કાં તો સંન્યસ્ત અવસ્થામાં આવી રહ્યો હોઇ શેઠને પણ તેમ સૂચવતો હોય: ગમે તે કારણ હોય, પણ જ્યાં શેઠ ઓટલા પરથી પગ ઉંચકે કે ઘોડો ફુ' કરે, ડોકી હલાવે, કે ખાંધ ખંખેરે. શેઠ તો બીચારા જ્યારે જ્યારે પરણવા જતા ત્યારે જ ફક્ત ઘોડે બેસવાનો મહાવરો રાખતા હોવાથી ઘોડાની આ દલગબાજીથી બ્હી, તરત પગ પાછો ખેંચતા. શેઠ, એક વાર–બે વાર–સાત વાર મહાન ભગીરથ પ્રયત્ન

આ ઘરડા ઘોડાને પલાણવા કર્યાં, પણ હતા ત્યાંના ત્યાં! આખરે બે જણે અશ્વરાજને મોઢા આગળથી ઝાલ્યો, બે જણ પુચ્છડાંની તપાસ રાખવા પીઠ પાછળ ઉભા રહ્યા, અને શેઠને કહ્યું "ચાલો શેઠ! હવે ફીકર નથી."

લોકો બધા એકીટશે જોઈ રહ્યા. અર્જુને મત્સ્ય વિંધ્યું ત્યારે પણ આટલી એકાગ્રતા દ્રુપદના રાજદરબારમાં નહિ દેખાઈ હોય. બેફીકર થવાનાં વચનોથી શેઠે હિંમતને બે હાથે પકડી. અરે હા! પણ બન્ને હાથમાં તો નાળીયેર હતું.—શેઠે પગ ઉઠાવ્યો હંમેશ કરતાં વધારે–અને મૂકયો અશ્વરાજની વૃદ્ધ પીઠે, પણ જાત ઘોડાની અને તેમાં પુરાણો, પછી પુછવું શું! તરત ફરી ગયો–મોઢું શેઠ તરફ કર્યું–કાન ઉંચા કર્યાં. શેઠ ગભરાયા–જીવ બ્રહ્માણ્ડની લગોલગ જઈ પહોંચ્યો–પાછળ હઠયા–હાથ છોડી જીવ બચાવવા નાળીયેર જતું કર્યું–પાછળ હઠતાં એકદમ પાઘડી ભીંતમાં અથડાઈ–ખસી–આગળ આવી–પડી ગઈ. વરરાજા તાજનષ્ટ થયા. લોકોમાં હાહાકાર કે પછી હ-હ હકાર વ્યાપ્યો. શેઠે ઉંચું જોયું–દયાર્દ્રતાથી લોકો તરફ જોયું–તિરસ્કારથી ઘોડા તરફ જોયું–ગૌરવથી કીચડમાં પડેલી પાઘડી સામું જોયું–ઠપકામાં, મીજાજમાં આકાશ તરફ–ઈશ્વર સામું જોયું. કોણ જાણે શું દેખાયું પણ એકદમ હોઠ ખેંચાયા અને આખી મેદનીમાં પહોંચે એવો સૂર તેમના ગળામાંથી નીકળ્યો.

"ઍં—ઍં—ઍં."

લોકો બધા વીંટાઇ વળ્યા. ઘણાખરાએ મોઢે રૂમાલ કે ખેસ દીધો. મને લાગ્યું કે તે શરમમાં હોવું જોઇએ. શેઠ કેમ રડયા તે કોઈ સમજ્યું નહિ. શેઠે રડતે રાગે કહ્યું કે "કીલાની બા સાંભરી." પછી મહામહેનતે શેઠને ઠીક કર્યાં અને ચાર મજબુત સાજનીયાઓએ ઉંચકી અશ્વરાજ પર બેસાડયા. મને ઘોડાને દ્વેષબુદ્ધિ થઈ હોય એમ લાગ્યું. તેની આંખો ઘડપણના પાખંડથી ભરેલી લાગી.

શેઠને ઘરડે ખભે, નીકળતાં નીકળતાં, વળી એક તરવાર મુકી. રખે ઘોડા પરથી પડી જાય–કે મ્યાનમાંથી નીકળી તરવાર વાગે–કે હાથમાંથી નાળીયેર સરી જાય એવી અનેક ફીકરમાં વરરાજા ક્રમે કરીને

બેઠા. આખરે બૅન્ડના અવાજથી, અને હીજડાના નૃત્યથી, તાલબદ્ધ થઈ વરઘોડો નીકળ્યો.

આખરે અમે વેવાઇને ઘેર આવ્યા. વેવાઇનું ઘર જરા નીચાણમાં હતું એટલે ત્યાં જતા પહેલાં ઢોળાવ ઉતરવાનો હતો. તાસાંવાળા તાનમાં, હીજડાઓ ગાનમાં, અને સાજનીયાઓ ગુલતાનમાં ઢોળાવ ઉતર્યા;–ઉતર્યા અને પાછા ફર્યા. ઉપર ઢોળાવ શરૂ થાય ત્યાં–કોઇ પર્વત પર ફીરસ્તો ઉભો હોય તેમ–શેઠ અને એમનો ઘોડો ઠમકીને ઉભાં હતાં. ઘોડો બળવો કરવાની તૈયાર કરતો હોય તેમ, જાણે તેના મનમાં તે કરવાનો સર્વાનુમતે ઠરાવ થયો હોય તેમ, નિશ્ચલતાથી, એક જ પગ ઢોળાવપર મૂકી–દુનિયાને દબાવતો, શેઠને ગભરાવતો, ઉભો હતો. અરે ઘોડા! જમાનાની અસર તારા પર પણ!

બે ચાર જણ દોડી ગયા, અને ઘોડાને પકડી ખેંચવા માંડયો. પણ તે વળી એકનો બે થાય! શેઠ કહે કે ઉતરી પડું. લોકો કહે વળી એમ તે ઉતરાય? બે ત્રણ જણે લગામ ઝાલી, અને એકે પાછળથી બે ત્રણ સપાટા ઘોડાને અડાવી દીધા. ઘોડો હિંમત હાર્યો–બળવાનો ઈરાદો છોડયો. ત્યાગવૃત્તિથી–માર ન સહન થવાથી, તેણે ગતિ સ્વીકારી, ડગલાં લીધાં એક, બે, ત્રણ. ઉપર શેઠ ગભરાયા–ઢોળાવને લીધે ઘોડાની ડોક પર નમ્યા, ઘોડાના આગલા પગ ધ્રુજ્યા–તેણે જોખમદારી છોડી–તેના આગલા બે પગ મરડાયા–વળ્યા,–અને ગુરૂત્વાકર્ષણના પ્રભાવે તે સર્યો, નીચે અમે ઉભા હતા ત્યાં એ અને ડોકે વળગેલા શેઠ એમ ઝપાટાબંધ ઉતર્યા–આખરે નીચે અટકયા. સ્વાર્થી સાજનીયાઓ જોઈ રહ્યા–મદદે દોડતાં પહેલાં આ દશ્ય ફરી નહિ જોવા મળે એવા વિચારે તેને હૃદયમાં ઉતાર્યું આખરે શેઠને ઉંચકયા અને હવે વેવાઇનું ઘર આવ્યું હતું એટલે પગે જ તે ત્યાં પહોંચ્યા.

વરરાજા પોંખાયા–વ્હેવાણો રીસાઈ–અને આપણા પુરાણા શિરસ્તાઓ મુજબ વરરાજા ચોરીમાં પધરાયા. નાનું સરખું, પાનેતરમાં વીંટાળેલું ઢીમચું હોય તેવી કન્યાને તેના મામા ઉંચકી લાવ્યા અને ચોરી સામે બેસાડી.

શ્લોક પર શ્લોક ભણાવા માંડયા; દૂર જ્યાં હું ઉભો હતો ત્યાં સમરથ જોષી તપેલામાં જોઇ ઘડી ગણતા હતા અને ગમે તે શ્લોકની લીંટીએ ભેગી કરી શેઠને " સાવધાન " કરતા હતા. મને જોષીની સ્થિતિ વિચિત્ર લાગી. તેમની આંખોમાં કાંઈ જુદું જ તેજ હતું–અને તેમની જીભ જરા લથડાતી. મને લાગ્યું કે જોષી બુવાએ " વિજયા " ની આરાધના કરી હતી. દૂર એક લીલા પાણીનો ભરેલો હોય એવો લોટો જોઈ ખાત્રી થઈ. પ્રસંગની મહત્તાના માનમાં અને મહાદેવ પ્રસન્ન કરવાના સ્તુત્ય હેતુથી, જોષીજી ચકચૂર થયા હતા. મેં પાણીથી ભરેલા તપેલામાં–જે તરફ જોષી એકી નજરે જોઈ રહ્યા હતા તે તરફ જોયું–પાણી પર કાંઇ નહોતું. જોષી જોતા હતા ખરા–પણ ઘડી માંડી જ નહોતી. ભાંગની ધૂનમાં કાલ્પનિક ઘડીઓ જ ગણતા. આખરે જોષીએ થાળી લીધી–વગાડી–વાજાં વગાડયાં–શામળશા સજોડ થયા–તેમની હોંસ પુરી પડી.

થોડી વારે જગ્યા થઈ એટલે હું ચૅારી પાસે ગયો. કન્યા ઉંઘી ગઈ હતી અને તેની મા તેને ખોળામાં લઈ બેઠી હતી. સપ્તપદી, અમારા શાસ્ત્રના કહેવાતા અમર કોલ, જેની મહત્તા પર અમારા લગ્નની પવિત્રતાના બુરજો ચણાયા છે તેનો વારો આવ્યો. મને ધાર્મિક લાગણીઓએ પુનિત કર્યો. હું તો આઠ વર્ષે પરણ્યો હતો અને ઘરવાળી હજુ તેની તે જ હતી એટલે તે વખતની મારી શી લાગણીઓ હતી તે મને યાદ ન હોતી; મને આજે અનુભવ થયો. પાટલા નીચે હાથ મુકી–ટેકવી, શેઠ ઉઠ્યા; કન્યા કેમે કરી જાગી જ નહિ. આખરે તેની મા ઉઠી-હાથમાં દીકરી લીધી–અને શેઠની સાથે ચૅારીની આસપાસ ફરી. આખરે પવિત્ર સપ્તપદી પુરી થઈ.

લખવાનું હજુ બહુ છે; પણ સ્થલનો અભાવ છે. હું બહાર નીકળ્યો તો જાણે ભીલડીઓ, નીશામાં ગાળો ભાંડતી હોય તેમ, લુગડાં કે અવાજ કે ચાળા કે શબ્દોની મર્યાદા અને છટા રાખ્યા વિના–દરરોજ વહેંત આધું ઓઢી, ડાહી ઠકરાણી ગણાવા ધીમેધીમે બોલતી સ્ત્રીઓ ગાઇ રહી હતી. બહુ જોવાની હવે મારામાં અભિલાષા રહી નહોતી.

અમે વાડીએ ગયા અને રાતની ગાડીનો વખત થયો એટલે મેં ગાંડાભાઈની રજા લીધી કે "હવે તો હું જઇશ જ."

"પણ રણછોડભાઈ! શેઠને મળીને જાઓ. નહિ તો તેમને ખોટું લાગશે. કાલે મને વઢશે."

"ઠીક ભાઈ," કહી હું પાછો વેવાઇને ત્યાં આવ્યો. શેઠની ભાળ પુછી તો મને જણાવવામાં આવ્યું કે માતાના ઓરડામાં વરકન્યા પૂજા કરે છે. લોકો જમણની ખટપટમાં હતા એટલે ઘર સૂનું લાગતું. હું દેખાડેલા ઓરડા તરફ ગયો અને ત્યાં જઈ જોયું અને ઉભો.

ભીંતને રંગી, માતા કરી, તેની પૂજા કરવા અને ભટનું તરભાણું ભરવા, ચોખા અને ઘઉંના ઢગલા મારેલા હતા. સામે શેઠ અને નવાં શેઠાણી—અત્યારે જાગતાં હતાં—બેઠાં હતાં; ગોર કાંઈ લેવા બહાર ગયા હોય એમ દેખાયું.

હું અંદર પેસવા જતો હતો અને ઠમકયો—મર્યાદાનો બાધ આવ્યો. શેઠ સંવનન (wooing) કરતા હતા—ધીમેધીમે ૭ વર્ષની કોડીલી કન્યાનો ઘુમટો તાણતા હતા. પેલી અંદરથી "ખીખી–" કરી હસતી હતી. હું જોઈ રહ્યો. કોણ કહે છે કે આપણે ત્યાં સંવનન નથી? હું તો ચિત્રવત્ થઇ ઉભો—જોયાં જ કર્યું. શેઠે ઘુમટો કાઢયો ને તેમની ઝીણી, ઘરડી આંખે કટાક્ષ માર્યું. શેઠ ધીમે રહી શેઠાણીની હડપચી અડકવા ગયા; તેણે કહ્યું: "ના–હિ," અને જરા આઘી ગઇ; શેઠ જરા પાસે ગયા—શેઠાણીએ ધમકી દીધી: "બાને બોલાવીશ." શેઠ હિંમત હાર્યા નહિ—"હવે બેશની" કહી હાથ લંબાવ્યો, શેઠાણીને ગલીપચી કરી, શેઠાણીનો તીણો ઘાંટો ગાજી ઉઠયો:

"ઓ બા! બા! આ ડોસો મને મારે છે."

* * *

શું કહું? મેં-રણછોડે રણ છોડયું; હું મુંગે મોઢે નાઠો. જતાં જતાં બૈરાંઓનો બેશી ગયેલો પણ દૂર સંભળાતો સ્વર આવ્યો "એ વર નહિ પરણે, નહિ પરણે." "અમે જીત્યા રે જીત્યા."

# શકુન્તલા અને દુર્વાસા.

મારા જેવી ભાગ્યશાળી સ્ત્રીઓ ઘણી ઓછી હોય છે. મેં અંગ્રેજી પાંચ ૭ ચોપડીઓનો અભ્યાસ કર્યો તે પહેલાં ડૉ. વિશ્વનાથ જોડે મારાં લગ્ન થયાં. તે પણ તરત જ પાસ થયા હતા, અને તેમની બુદ્ધિ અને વાક્ચાતુર્ય જોઈ તેમનો ધંધો થોડા વખતમાં ધીકશે એવી બધાએ આશા રાખી હતી. જે પળે મારો હાથ તેમના હાથમાં મેં સોંપ્યો ત્યારથી તેમણે મારા પર અદ્ભુત જાદુ ચલાવ્યો હોય એમ લાગ્યું. જાણે સોળ વર્ષ થયાં તેમને ઓળખતી હોઉં—જાણે પૂર્વજન્મનો અમારો ગાઢ સંબન્ધ હોય તેમ મારૂં જીવન તેમનામાં સમાઈ ગયું.

તરત જ મને સાસરે વળાવી. મારા ડૉકટરના પિતાની સ્થિતિ ઘણી ગરીબ હતી. તેઓ ગુમાસ્તાની નોકરી કરતા હતા, અને તેમની નીમક-હલાલી પર ખુશ થઈ તેમના શેઠે મારા પતિને ભણાવ્યા હતા. મારે સાસુ નણંદની ખટખટાટ કાંઈ હતી જ નહિ; મારા નાનકડા ઘરની હું જ ગૃહદેવી હતી. મારા ડૉકટર પણ તે વખતે મને જ ઝંખતા—મને ભણાવવામાં, મને કેળવવામાં મોજ માનતા; અને હું તો તેમની એટલી ભૂખી હતી કે પળેપળ તેમના વિના મને ઝેરી લાગતી. "પ્રેકિટસ" પણ સારી ચાલવા માંડી અને અમારા સુખની સીમા દેખાઇ જ નહિ. દિવસ અને રાત અમારી માત્ર સુખમય પળો જ ભાસતી. ફક્ત વાંધો એક જ લાગતો. ડોસા—મારા સસરા ઘડપણને લીધે ઘેર બેઠા. તેમની જુની રીતો, તેમનું ગમે તેવું અસંસ્કારી બોલવાનું, તેમની જુની ખણખોદ કરવાની નિરન્તર ટેવ અમારા જીવનતાનમાં બેસૂરો ઝણકાર જગાવતાં. આખો દહાડો આ રહી ગયું, પેલું ઉઘાડું રહ્યું, લાકડાં છાંટવાનાં રહી ગયાં ને સાવરણી વહેલી પુરી થઈ ગઇ; આવાં આવાં છીંડાં કાઢી પજવ પજવ કરતા. પહેલાં તો હું જરા રાજી રાખું; પણ મારૂં મન જોઇએ તો મારા ડૉકટરમાં, એટલે મને થાય કે નક્કામા આ ડોસા શું કામ પીડા કરતા હશે? પછી સાચું

પુછો તો મેં પણ વહેલું મુક્યું. એ શું આખો દહાડો ! તેમને બડબડ કરવા દીધા. હોય તો મારા ડૉક્ટરને પીડા તેના આગળ ડોસા તે શું ?

જુવાનીમાં સુખ મળે પછી છલછલાટનો શો પાર ? મારે મન ભલો ભૂપતિ પણ કાંઈ હિસાબમાં નહોતો. મારા પગ તો થનગન થનગન થઈ રહેતા. સવારે જરા મોડી ઉઠું—જેવું તેવું કામ કરી પછી રાંધું—બપોરે કાંઇ વાંચું ને સાંજે અમે ફરવા જઇએ. મારા ડૉક્ટર પણ મને ને મને જ જોઈ રહ્યા હતા. ડોસા તો વહેલા પાંચ વાગ્યાના ઉઠે ને પોતે જ્યાં બેસતા હતા ત્યાં વાસીદું કાઢે. નોકર વાળે તે તેમને ગમે નહિ ! પછી હું તે શું કરૂં ? પછી એ ટાઢે પાણીયે નાહ્ય ને પૂજામાં બેસે તે બપોરે બાર વાગે ઉઠે; બપોરે કાંઈ જેવો તેવો હિસાબ લખે, સાંજના લાકડી ઝાલીને બહાર જાય; તે છેક રાતે આવે. બીજી બધી રીતે તો ડોસા સારા પણ એમની જીભથી તો તોબા થઈ ગઈ ! કંઇ ને કંઇ વાંધો તો હંમેશ ખરો જ. તેમાં એમની પૂજા અને ફરવાનું એ બહુ દુઃખ દેતાં. મારા ડૉક્ટર જમે તેની સાથે જમવાનું મુકી મારે કલાક વાટ જોવી પડે ત્યારે ડોસાની પુજા પતે; રાતે ફરીને આવે ત્યાં સુધી મારે બેસી રહેવું પડે. અમને તો એમ થાય કે ક્યારે આ ડોસા હવે અમારા સુખમાં ખલેલ કરતા રહેશે ? એક વખત તો ખરૂં પુછો તો મારાથી એમ બોલાઈ ગયું કે "ક્યારે ડોસા મરે ને અમે ઠરીયે." આવો સોના જેવો મોજ ભોગવવાનો વખત જાય અને વળી તેમાં આ પંચાત.

આખરે મારા ડૉક્ટરથી પણ નહિ રહેવાયું. " ડોસા ! આ શી ટકટક ! આખો દહાડો પંચાત ! છાનામાના તમે બેસોની ! ક્યાં સુધી બિચારી તમારી વાટ જુવે ! તમારી પૂજા તો બપોરના બાર સુધી ચાલે. ત્યાં સુધી બિચારી બેસી રહે ? " જરા ડૉક્ટર તોછડાઇથી બોલતા; પણ અમને ડોસાની ટેવો લાગતી પણ એવી જીવલેણ કે તે પણ બિચારા શું કરે ? ડોસા તે વખતે તો કાંઇ બોલ્યા નહિ; બીજે દિવસે ડોસા મારી પાસે આવ્યા.

" લક્ષ્મી ! દિકરા ! આજથી વહેલી જમી લેજે "

" કેમ ? "



હૈયાસૂની જેહ ધ્યાને બની તું,
આવી ઉભો ના જુવે આ તપસ્વી.

—શકુન્તલા અને દુર્વાસા—

પૃષ્ટ ૬૯

"ના બ્હેન ! મારે આજથી જપ કરવો છે એટલે બહુ મોડું થશે. તું ક્યાં સુધી વાટ જુવે ?" ડોસાનો અવાજ દયામણો હતો, આંખમાં એક અદીઠ અશ્રુ આવી રહ્યું હતું.

"ના સસરાજી."

"બ્હેન ! હું કહું તેમજ કરની"

હું પણ કાંઇ બોલી નહિ; ચાલો, નિરાંત થઈ. જરા મારા હૃદયમાં વિચાર આવ્યો: ગાયને સારૂ ધાન કાઢીએ તેમ મારા ડૉક્ટરના પિતા–કે જેને લીધે તે ભણ્યા ગણ્યા–તેને માટે કાઢી મુકાય ! પણ મારા ડૉક્ટરે સંદેહ તોડયો. "તું જમી લેને. કાંઈ નહિ, ચાલ ઘણે દિવસે સાથે બેસી જમીયે" અમે બેઠાં; ઘણા દિવસનો રહી ગયેલો લ્હાવો લીધો. મેં ડોસાને સારૂ ભાણું કાઢયું અને ઉપર ચઢી ગઈ.

ક્યાં સુધી મને ચેન પડયું નહિ. ટેબલપર પડેલી એક ચોપડી લઈ મેં ઉઘાડી. ચોપડી કાળીદાસનું અભિજ્ઞાન શાકુન્તલ નાટક હતું. પ્રવેશ દુર્વાસાના શાપનો હતો. દુષ્યન્તના વિરહથી રીબાતી શકુન્તલા અતિથિ થઈ, આવેલા મુનિ દુર્વાસાનો સત્કાર કરતાં ભૂલી જાય છે; દુર્વાસા ગુસ્સામાં બેદરકાર શકુન્તલાને શાપ આપે છે:—

રે અતિથિની અવગણના કરનારી !—

**( શાલિની છંદ. )**

હૈયાસૂની જેહ ધ્યાને બની તું,
આવી ઊભો ના જુવે આ તપસ્વી,—

**( વસંતતિલકા છંદ. )**

જા, દેશ યાદ પણ ભૂલી જશે તને એ,
ફરી જ જેમ નિજ કેફ વિષે કહેલું.*

શકુન્તલા કેવી મૂર્ખી ! મેં વિચાર કર્યો. આટલી બેદરકારી માટે કેટલું સોસવું પડ્યું ! ધણીએ ક્હાડી મૂકી, આખરે રખડતાં રઝળતાં ધણી મળ્યો. હું હોઉં તો કોઇ દિવસ એવું ન કરૂં.

* રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનો તરજુમો.

તે દિવસથી ડોસાની તો જાણે આડખીલી નીકળી જ ગઈ. એમણે તો બોલવાનું જ બંધ કરી દીધું. સવારના તે પોતાની મેળે ઉઠે, નાહે, પૂજા કરે, મેં ઢાંકી રાખ્યું હોય તે બે વખત જમી લે ને મુંગા મુંગા ઘરમાં પડી રહે. અમારે તો એટલું જ જોઈતું હતું. શી મજા? શું સુખ? એક બે વખત મને થયું કે આ બિચારા ડોસા મુંગા મુંગા જ પડી રહે છે; પણ મારા સુખની અવધિ આગળ ક્યાં હું એની પીડા કરવા બેસું? ડોસા જરા સુકાવા માંડ્યા. મેં ધાર્યું, હોયસ્તો; ઘડપણની અવસ્થા છે.

૨

મારો બાબુ આવ્યો ત્યારે જરા ડોસા બોલવા માંડ્યા. મારો બાબુ એવો રૂપાળો ને અલૌકિક હતો, પણ જરા રડતો બહુ. ડોસા તો તેનેજ ચોંટ્યા. આખો દહાડો નાકે ચશ્માં ચઢાવી, ભાગવતનું થોથું લઇ, તેને હિંચકા નાખ્યા કરે, ને તેની જોડે ગાંડાં કહાવ્યાં કરે. નવી મા એટલે મારામાં અનુભવ ઓછો; પણ પાછી ડોસાએ પંચાત કરવા માંડી. "બહેન લક્ષ્મી! આ બાબુ ભુખ્યો છે!" "જો આ બરાબર નવરાવ્યો નથી!" પણ આ વખતે તો મારા ડૉક્ટરે વાત વધવા જ ન દીધી; એક વખત કહી જ નાખ્યું: "ડોસા! એની મા તે તમે કે એ?" ડોસા પાછા કહેતા બંધ થઇ ગયા.

અમારી લહેરમાં જરા પણ વાંધો આવ્યો નહિ. આખો દિવસ બાબુને ડોસા જ રાખતા એટલે હું તો નવરી જ. પછી અમે ગમે ત્યાં ફરીએ હરીએ. હું નાટકમાં જાઉં તો પણ ડોસા રાતના ત્રણ વાગતા સુધી નીચું જોઈ, હિંચકો હલાવ્યા જ કરે.

અમારા સુખમાં ફરી વિઘ્ન આવ્યું. રામદાસ ફોજદારની અમારા ગામમાં બદલી થઇ. તે મારા ડૉક્ટરનો જુનો મિત્ર હતો. તે આવ્યો અને મારી પાસેથી મારા ડૉક્ટરને આકર્ષી લઇ ગયો. થોડા દિવસમાં તેમની જુની મૈત્રી સુદૃઢ થઇ; દવાખાને પણ ગયા વગર તેને ત્યાં ડૉક્ટર જતા; સાંજે અમારૂં ફરવાનું પણ બંધ થયું; ધીમે ધીમે રાત્રે પણ મોડા ઘેર આવવા લાગ્યા. મારો જીવ તો અકળાઇ ઉઠયો. મારા ડૉક્ટર વિના મને

પણ ચેન નહોતું પડતું, અને મેં ધાર્યું હતું કે તેમને પણ એમજ હશે, પણ આ નવીન અનુભવે જુદો જ ખ્યાલ આપ્યો.

હવે મારા ડૉક્ટર મારી જોડે બોલતા નહિ, બેસતા નહિ. અમારૂં સંગીત, અમારો અભ્યાસ, અમારી નાની રસિકડી ગમતો—બધું ગયું. મને શું કરવું તે સુઝયું નહિ; જેવું સુખ હતું તેવું જ દુઃખ આવશે કે શું એવી ધાસ્તી લાગી. તેમાં બાબુ પણ એવો રડકણો બલા જેવો થઈ ગયો કે મને તો જાણે દૈવના ઘરની વેઠ લાગતો. પણ મેં મારી સહનશીલતા જાળવી રાખી. કાંઈ નહિ, એક મહિને, બે મહિને મારા ડૉક્ટર પાછા હતા તેવા થશે અને મારો સૂર્ય ફરી ઉગશે.

એક દિવસ રાતે બે વાગ્યે ડૉક્ટરે બારણાં ઠોક્યાં—મેં ઉઘાડયાં. તેને જોયા ને હું ગાંડા જેવી થઇ ગઈ. તેના ડોળા ફાટેલા હતા, કપડાં ધૂળવાળાં હતાં, ને મોઢામાંથી મદિરાની દુર્ગંધ ઉડતી. મને ચક્કર આવ્યા. આ મારા સંસ્કારી ભણેલા પતિ! તે લથડતા અંદર આવ્યા, મારો હાથ પકડયો; આખરે તૂટેલે અવાજે ગાયું:

"સૈયાં........ન પકડ.......મેરી"—

મેં હાથ તરછોડી નાંખ્યો.

"ડૉક્ટર! આ શું? ચાલો ઉપર."

"ચલબે રંડા! ક્યા....અરે હાં....સૈયાં ન પકડ—"

બોલતા, જેમ તેમ કરતા ઉપર ચડયા, અને ભુસ દઇને ભોંયે પડયા. હું બેસી ગઇ. માથે હાથ દઈ પોક મુકી રડી. મારા ડૉક્ટર આ અધોગતિએ! પ્રભુ! પ્રભુ! આજે મહિના થયાં દુઃખે દબાવેલી ઉર્મિઓ વહી. હું કલાક સુધી રડી, "મારા પ્રભુજી! મેં શું કર્યું—હું નિર્દોષ લક્ષ્મી!—"

ઉંચું જોતાં મારી નજર મારાં પ્રિય પુસ્તકો પર પડી. મારા ડૉક્ટર સાથે શું રસથી હું વાંચતી! મને કમકમાં આવ્યાં. એક ચોપડીના સોનેરી અક્ષરો વંચાયા—"અભિજ્ઞાન શાકુન્તલ." મારૂં મન શકુન્તલાની દુઃખી સ્થિતિ પર દોડયું—દુર્વાસાનો શાપ સાંભર્યો:

"હૈયા સૂની જેહ ધ્યાને બની તું,
આવી ઉભો ના જુવે આ તપસ્વી,
જા, દેશ યાદ પણ ભૂલી જશે તને એ,
ફેરી જ જેમ નિજ કેફ વિષે કહેલું.

મારૂં પાપ મારી નજર આગળ ખડું થયું. મેં શકુન્તલાને મઢુલીમાં જોઇ—શકુન્તલાનું મોઢું મારા જેવું હતું. દૂર દુર્વાસાને અતિથિરૂપમાં ક્રોધથી શાપ આપી જતા જોયા. પણ દુર્વાસાનું મોઢું મારા સસરાજી જેવું હતું! એક હાય મારી હું ઉભી થઇ ગઈ. મને ભાન થયું. શકુન્તલાના પાપનો મારા ઘોર પાપાચાર આગળ હિસાબ નહોતો, મેં મારા ધણીની પાછળ ગાંડી થઇ તેના બાપને—તેના હેતાળ ઘરડા બાપને તેની વૃદ્ધાવસ્થામાં દુઃખ દીધું, મુગા કર્યા, મહિનાના મહિના સુધી તેને જાનવરની માફક ગણ્યા. મારા પ્રભુને એક અડધો કલાક જમતાં ખોટી થઈ હોત, જરા વહેલી ઊઠી પાણી ઉનું મુકી આપ્યું હોત તો આજે આ દશાએ ન આવત. દુર્વાસાના ભયંકર શબ્દો મારા કાનમાં અથડાઇ રહ્યા.

હેઠળ બાબુ રડયો. તે દશ મહિનાનો થયો ત્યારથી સસરાજીને જ ચોંટયો હતો; અને હેઠળ તેમની પાસે જ સુતો. હું ઉઠી, હાથમાં દીવો લઇ હેઠળ ઉતરી. દીવેલના ઝીણા દીવા આગળ સસરાજી બાબુને હાથમાં લઇ બેઠા હતા, અને અનિર્વાચ્ય મમતાથી તેની સામું જોઈ રહી હાથથી હિંચોળતા હતા. મને ભાન આવ્યું કે આમ જ મારા ડૉકટરને કોડભેર સસરાજીએ હલાવ્યા હશે, અને આજે ડોસાનું મોઢું કોઇને ગમતું નથી! મારી આંખમાંથી દડદડ આંસુઓ પડયાં.

"સસરાજી?"—

"કેમ બહેન?"

"હું શું કહું?" તેણે ડૉકટરને આવતા જોયા હતા, મારી સ્થિતિ જાણી ગયા હતા. એક શબ્દ તે બોલ્યા નહિ. તેમની હંમેશની સ્નેહાળ રીતે કહ્યું:

"લક્ષ્મી, બેસ બહેન! જરા કીકાને લે" કહી મને બાબુ આપ્યો. મેં તેને હાથમાં લીધો અને મને બીજી ફાળ પડી. આટલા દિવસની

બેદરકારીમાં મેં બાબુ સામું પણ જોયું નહોતું. તેનું શરીર ક્ષીણ થઈ ગયું હતું. ચામડી પણ કાળી પડી ગઇ એમ લાગતું હતું.

" સસરાજી ! બાબુને કાંઇ થયું છે ?"

" મને એમ લાગે છે, બહેન. "

આખી રાત અમે બેઠા. પતિની કુચાલે દુઃખી થઈ મેં મારૂં ત્યાર પછીનું જીવન ગાળવા માંડયું. મારા સસરાજીની ચાકરી કરવા માંડી. જેટલી હું પહેલાં બેદરકાર હતી, તેટલી હવે મેં કાળજી રાખવા માંડી. જો જરા ચુકું તો દુર્વાસાનો શાપ સાંભરતો.

૩

મારા ડૉકટરને તો જાણે ઘેલું જ લાગ્યું હોય એમ લાગતું. તેમને મન તો રામદાસ ફોજદાર જ દેવ ! ધીમે ધીમે કમાણી પણ ઘટતી ગઇ. બાબુને તપાસવાનું પણ મેં ઘણી વખત કહ્યું પણ તેમણે માન્યું નહિ. આખરે એક દહાડો સાંજના બાબુ ઘણો માંદો થઈ આવ્યો. તેના હાથ પગ થંડા થવા માંડયા. ડૉકટર ઘરમાં હતા નહિ તેથી સસરાજી એક બીજા તેમના મિત્ર ડૉકટર ઘરમાં હતા તેમને બોલાવી લાવ્યા. બાબુ છેક ગભરાઇ ગયો હતો.

તે ડૉકટર આવ્યા. બાબુને જોયો–ને ડોકું ધુણાવ્યું. મારી છાતી ફાટી ગઈ. મારૂં નાનું નાજુકડું રસીલું ફુલ !

" ના કાકા ! મને કાંઇ આશા જેવું નથી લાગતું. મને લાગે છે કે એને બરોબર પોષણ નથી મળ્યું. "

– મેં હાથથી કપાળ કુટયું, હાથનાં કર્યાં જ હૈયે વાગ્યાં. મેં જનનીએ તેને રઝળાવી મારી સ્વાર્થી મજામાં બધું ભુલી ભુખે માર્યો ! હાય ! હાય ! મારો બાબુ ! શું કરવું ? અડધે કલાકે બાબુને ભોંય નાખ્યો, ને તે મરી ગયો. દુર્વાસાનો શાપ ! અરે ભગવાન ! ઘણી ભટકેલ થઇ ગયો, –છોકરો મરી ગયો. મેં છાતી માથું કુટી નાંખ્યાં. સસરાજી પણ બહુ રડયા; ડૉકટર તો બહાર ગયા હતા. રાતના બાર વાગતા સુધી અમે બેસી રહ્યાં. આખરે નિશામાં લથડતા ડૉકટર આવ્યા.

"કયું એ ?" કહી મને હડસેલી.

"ડૉક્ટર" ધ્રુસ્કાથી તુટતે અવાજે મેં કહ્યું.

"બાબુ! મરી ગયો."

"હેં!" જાણે સ્મૃતિ સમેટતા હોય તેમ તેમણે પ્રયત્ન કર્યો; શુદ્ધિ કાંઇ ઠેકાણે આવી: "શું કહે છે?"

મારાથી ન રહેવાયું, હું રડી પડી: "ડૉક્ટર, ડૉક્ટર શું શું શું કરો છો? તમારો ને મારો છોકરો–બાબુ–ગયો ને આપણે જ પાપે."

હું તેમને પરસાળમાં લઇ ગઇ. કરમાયેલા પુષ્પ શો બાબુ પડ્યો હતો. સસરાજી પાસે બેસી સાચવતા હતા. મારા ડૉક્ટરના હૃદયમાં પિતા–પ્રેમ ઉછળ્યો. તેમની આંખમાં આંસુ આવ્યાં.

"હાય હાય! કેમ મરી ગયો?"

"કેમ? મારે પાપે–ને તમારે" મારાથી કહ્યા વિના ન રહેવાયું. "પાપી માને પ્રેમમાં દીકરાનું ભાન ન રહ્યું. પાપી પિતા ડૉક્ટર હતા તે છતાં કુસંગતિમાં દિકરાને જોવાનું પણ મન ન થયું હાય! હાય. એ મારા બાબુ!—" કહી મેં ફરી છાતી માથું કુટી કાઢયાં.

મારા ડૉક્ટરના મન પર તરત ફેરફાર થયો. થોડા મહિનાની સોબતની અસર ગઇ, અને કેળવણીના ઉંચા સ્વભાવની ઉર્મિઓ પાછી ઉભરાવા માંડી. મારી પાસે આવ્યા, મારા ખભા પર હાથ મુકયો.

"લક્ષ્મી! મને માફ કરજે! હું ધાતકી થયો છું. નહિ? હું પોતે થયો–તને ભુલ્યો. મારૂં પાપ—"

"ડૉક્ટર! પાપ બીજું છે," મેં રડતે અવાજે કહ્યું.

"શું?"

"શકુન્તલાને શાપ લાગ્યો હતો તેવો જ આપણને પણ લાગ્યો."

"શકુન્તલા!"

"હા, તેણે અતિથિનો અનાદર કર્યો—આપણે"—

"આપણે?"

"આપણે સસરાજીનો."

ડૉક્ટરે જોયું, સમજ્યા, દયામણા થઇ સસરાજી પાસે ગયા—પગે પડયા.

"બાપા! મને માફ—"

સસરાજીએ તેમને બોલવા દીધા નહિ.

"બેટા! શતં જીવો—ને તમારૂં જોડું સુખી રહો."

મારા ડૉક્ટર રડી પડયા, રડી પાપનું પ્રાયશ્ચિત કર્યું.

---

# ગુજરાતનો શ્રેષ્ઠ કવિવર.

થોડા દિવસ પર નવસારીથી હું મુંબઇ આવતો હતો. ભોગજોગે મને એક એકાન્ત ડબ્બો મળ્યો એટલે મેં નીરાંતે સુવાનો વિચાર કર્યો, અને માથા નીચે પોટલી મુકી, બગાસું ખાઇ, પગ પસારવાની તૈયારી કરી. એટલામાં વલસાડ આવ્યું, અને એક સુકકો, જરા આધેડ વયનો જરા બાંયેથી થીગડાંવાળો કોટ પહેરેલો અને ફ્રેકસ બહાર ગયેલાં ચશ્માંથી સુશોભિત ગૃહસ્થ ગાડીમાં આવ્યો. પહેલાં તો મેં તેની દરકાર કરી નહિ, પણ તેનો વિચાર અજાણ્યા રહેવાનો હતો નહિ. તે બીજે ખુણે બેઠો, ખાંસી ખાધી, તંપખીર સુંઘી, પાન કરવા લાગ્યો. આંખ પર ચશ્માં ગોઠવ્યાં અને બોલ્યો: "કેમ મિસ્તર! કયાં રહેવું?" "મુંબાઈ" મેં કહ્યું અને મુગો રહ્યો. આગલી રાતે હું ચારપાંચ દોસ્તો જોડે મોડે સુધી જાગ્યો હતો એટલે આંખો ઘેરાવા લાગી હતી. પણ મારા સાથીની જીભને કળ વળે એમ નહોતું. તેણે પહેલાં એક ચોપડી કાઢી અને કાંઈ ગણગણવા માંડયું. મેં સુતાં સુતાં જરા ઉંચા થઇ જોયું તો 'કલાપીનો કેકારવ' દેખાયો. હવે સાચું પુછો તો હું જરા કવિઓનો ભકત છું, સાક્ષર થવાનો આકાંક્ષી છું, એટલે મારા અન્તરનો સાક્ષરી કીડો જરા ચળવળી ઉઠયો. મને આ રસિક પુરૂષની ઓળખાણ કરવાનું મન થયું. પણ એટલામાં તેમણે એક નોટબુક કાઢી અને ઝપાટાબંધ કાંઇ લખ્યું. પછી પોટલીમાંથી બીજી ચોપડી કાઢી પાછું કાંઈ ગણગણવા માંડયું. મેં જરા નજર કરી જોયું તો રા. નરસિંહરાવનો "નૂપુરઝંકાર"–શું કહું?–સંભળાયો કે દેખાયો?–દેખાયો. પછી પાછું એણે કાંઈ લખ્યું, અને તરત દરમ્યાનમાં કાવ્યો કાઢી ગણગણવા માંડયું. હું જરા દિંગ થઈ ગયો—કયું ગુપ્ત સાક્ષરરત્ન મારે સદ્ભાગ્યે મારો સાથ કરી રહ્યું છે તે પારખવા એક પગે થઈ રહ્યો; એટલે કે હું સુતેલો હતો તે બેઠો થઈ ગયો, અને સામે બેઠેલી વ્યકિતની મુખ રેખામાં કાંઈ અણદીઠી ભવ્યતા, કાંઈ અણસુજતી રસિકતા ખોળવા માંડી.

" આપ ક્યાં જાઓ છો ? " મેં ડરતાં ડરતાં પુછ્યું. મેં હજુ આવા કવિવરોને કોઈ વખત જોયા નહોતા એટલે આ કયો મહાસાક્ષર–કયો ગુર્જરગિરાનો લાડકવાયો હશે તે વિચારતાં મારા ક્ષોભની સીમા રહી નહિ. " મુંબાઈ. " આંખો ઉંચી કર્યા વિના, ચપ ચપ નોટમાં લખતાં મારા સાથીએ કહ્યું.

" આપ કયાં ઉતરવાના છો ? "

ડાબો હાથ ચેતવણી દેવા ઉંચો કરી લેખકે મને થંભાવ્યો. સરસ્વતીનો કાંઈ પ્રસાદ તેની કલમની અણીમાંથી ઉતરતાં અટકી જાય તેવે ભયે મેં આકાંક્ષા દાબી જીભ પકડી. તે લખી રહ્યો—નોટ ઉંચી કરી–ચશ્માં ઠીક કર્યાં અને મારા તરફ ફર્યા.

" બોલો મિસ્તર ! માફ કરજો. શું પુછતા હતા ? "

" જી ? એટલું જ કે આપ કોઈ લેખક છો ? "

" જરા જરા પ્રભુ પ્રસાદથી સરસ્વતીની સેવા બજાવું છું. " અહાહા ! શી ઉત્તમ નમ્રતા–તેમની આંખમાં શું અનેરૂં તેજ !

" આપ કવિતા લખો છો ? "

" થોડી ઘણી–અવારનવાર. " જરા મ્હોં મલકાવી, બે ત્રણ ખુટતા દાંતો શિવાયની દૃઢ દંતાવલી દેખાડતાં કવિએ કહ્યું. મારી ઉત્કંઠા વધી. શો લાભદાયક તર્ક ! શો વાર્તાલાપનો રસદાયી પ્રસંગ ! શો આત્મોન્નતિ પ્રાપ્ત કરવાનો સરળ માર્ગ ! મારી છાતી ઉછળી રહી.

" આપ કલાપી વિષે શું ધારો છો ? " મેં હિંમત રાખી વાત શરૂ કરવા માંડી. મારા સાથીનું નસ્કોરૂં જરા ચડયું. નાની આંખોમાં તિરસ્કારનાં કિરણો ફુટવા લાગ્યાં. " ઠીક છે. ખોટો નથી. "

" ત્યારે રા. નરસિંહરાવ કેમ છે ? "

" ઠીક ઠીક "

" ત્યારે આપ રા. નાનાલાલની નવી પ્રણાલિકા પસંદ કરતા હશો. "

" બધા ઠીક છે, પણ પુરો એકે નહિ. "

" હેં ? " મારો પીત્તો ઉકળી આવ્યો. શું આટલો બધો તિરસ્કાર !

મારા મનની લાગણી ડગમગવા લાગી. " ત્યારે તમે પુરો શ્રેષ્ઠ કોને કહો છો ? "

" એ સવાલ જરા અંગત છે. "

" કેમ ? "

" શ્રેષ્ઠતા તમે કોને કહો છો ? એક જાતની ટેવ પડી જાય એટલે તે પ્રમાણે ઘસઘસ કરવું તેનું નામ શ્રેષ્ઠતા ? પચ્ચાસ વર્ષે એક રીત લખ્યાં કરી સારા કહેરાવવું તેમાં વડાઈ? એ તો રસ્તાનો ચાલનાર પણ કરે. " મારા સાથીની વાત મારે ગળે ઉતરી, તેની બુદ્ધિ માટે માન વધ્યું, પાછો નમ્ર બની હું પુછવા બેઠો " પણ ત્યારે આપ શ્રેષ્ઠ કોને ગણો છો ? " " કવિમાં શ્રેષ્ઠતા નક્કી કરવી એ કઠણ કામ છે, પણ ખરો કવિ તો ક્યારે કહેવાય કે દરેક કવિતાની પદ્ધતિમાં એકકો ગણાય, દરેક રસ એક જ રીતની સરલતાથી ઉભરાવે, દરેક ખુબીઓને કલમની અણી પર ધારે.

" ખરૂં, " વિદ્વત્તાના દરિયામાં ડુબકાં ખાતાં મેં કહ્યું. પણ આપે મારા સવાલનો જવાબ ન આપ્યો. "

" નથી આપતો કારણ કે જવાબ આપતાં શરમાઉં છું." મારા સાથીના કરચલીવાળા મોઢા પર શરમના શેરડા પડયા. મને કાંઇ સમજ પડી. ગુજરાતના કોઇ કવિશિરોમણિ તો મારા સમક્ષ નહિ બેઠા હોય ?

" ના ! ના ! કહો તો ખરા ?"

" શું કહું ? જુઓ કલાપિ મોટા કવિ છે, નહિ ? પણ ધારો કે કોઈ કલાપિ જેવી પણ કવિતા લખે અને સાથે રા. નાનાલાલ જેવી પણ લખી શકે તો તે કવિ બન્નેથી શ્રેષ્ઠ ખરો કે નહિ ? "

" જરૂર " જોરથી ડોકું ધુણાવી મેં કહ્યું.

" વારૂ ! ત્યારે તેની સાથે તે માણસ દયારામની ગરબીઓને શરમાવે એવી ગરબીઓ લખતો હોય તો ? " " તો વે વળી તેથી યે શ્રેષ્ઠ."

" અને સાથે પ્રેમાનંદની પણ લઢણુ લાવે ત્યારે."

" ત્યારે પુછવું જ શું ? પણ ક્યાંથી લાવવો એવો કવિવર ? "

"સેવક આ રહ્યો," જરા મોટાઈના ગર્વમાં, શરમની નરમાશમાં કવિરાજે કહ્યું.

"હેં" કહી હું ઉભો થઈ ગયો. આ કોણ? શું આ રા. નરસિંહરાવ કે રા. મણિશંકર કે કોઇ છુપું, સંતાતું ફરતું રત્ન!

"હા જી આ સેવક. આ બધું હું કરી શકું છું, અને તેથી જ મારી જાતને હું નમ્રતાપૂર્વક શ્રેષ્ઠ કવિવર માનું છું. એટલું જ નહિ પણ આમાંથી કોઈ પણ કવિઓના જેવી કવિતા બનાવતાં સહેલાઇથી શીખવી શકું છું."

"શું ખરી વાત?" અચંબાના દરિયાવમાં ગોથાં ખાતાં મેં પુછ્યું. "આપ ક્યાં લખો છો?"

"ક્યાં? બધે. દરેક માસિકમાં, દરેક સાપ્તાહિકમાં, દરેક દૈનિકમાં, દરેક જ્ઞાતિપત્રમાં–જુદા જુદા મથાળા નીચે–જુદાં જુદાં તખલ્લુસથી."

"પણ આપનું નામ મેં સાંભળ્યું નથી એ અજાયબ જેવું છે."

"કારણ કે હું સર્વવ્યાપી છું. મારા મિત્રો મને અવારનવાર ઑર્ડરો લખી મોકલે છે, અને જોઇતી શૈલીમાં કવિતા લખવાની મેં નિશાળ કાઢી છે.

"ક્યાં?" "હું તે નિશાળ પત્રવ્યવહારથી જ ચલાવું છું; અને કવિતા લખવાનું શાસ્ત્ર મેં એવું નિયમસર અને સાયન્ટિફિક પાયા ઉપર મુકયું છે કે પંદર દિવસની મહેનતથી ગમે તેવો ગધેડો પણ સારામાં સારી ગુજરાતી કવિતા લખી શકે છે."

હું આશાસાગરના ઉંચામાં ઉંચા મોજા પર જઇને પડયો. કલ્પનાશક્તિના ઘોડા ચારે પગે ઉપડ્યા–આ મહાત્મા પાસે કવિતા કરવાનો મંત્ર શીખી કવિ બનું, ગામેગામમાં મશહુર થાઉં, ભવિષ્યની પ્રજાને માથે ઉપકારનો બોજો નાખું, ભવિષ્યના વિવેચકોને આ કાવ્ય મારૂં છે કે મારા કાકાનું વગેરે પ્રશ્નોમાં અહોનિશ ગરકાવ રાખું! પણ એક સંશય રહ્યો.

"પણ! કવિતા કરવી એ તો ઇશ્વરની બક્ષીસ છે; પછી દરેક માણસ કેમ લખી શકે?"

"ભલા ભગવાન! એ તો અસલી વિચાર; આ તો સાયન્સના દિવસો છે. હાલની લડાઇએ બધી દુનિયાને તેની સીધી રેલ પર ચડાવી દીધી–સિસ્ટિમ

સિસ્ટમ ! ઇશ્વરની બક્ષીસ એ તો મૂર્ખોનાં સ્વપ્નાં. બધાને સિસ્ટમ લગાડો તો ઇશ્વરને માટે સ્થાન જ ક્યાં છે ?" હું ખુશ થયો. વાત મને ઠીક લાગી.

"વારૂ ! ત્યારે આપ મને કાંઇ બે બોલ કહેશો ? હું પણ કવિ થવાની આશા ધરાવું છું. ગુર્જર ગિરાની ચાકરી કરવા હોંસીલો છું."
"ઠીક ! પહેલી ટેવ પાડવી હોય તો નાટકનાં ગાયન લેવાં અને તેના જેવાં લખવાં. હાલ આપણો રસ ઘણો વિકાસ પામ્યો છે એટલે ગદ્ય જેવું પદ્ય લખવું તેમાં જ મોટાઈ છે. તેમાં નાટયશાસ્ત્ર સુધારવાના ભગીરથ પ્રયત્નો ચાલી રહ્યા છે, અને બે પાત્રો વારા ફરતી લીટીઓ બોલે એટલે માત્રાબાત્રાની પરવા રહેતી નથી. દાખલા તરીકે નીચેનો સંવાદ તેર વખત 'વન્સ મોર' થઇ મુંબાઇની રસિક અને રસજ્ઞ પ્રજાને પ્રિય થઇ પડયો છે. તે મારો લખેલો છે.

"તમે કોણ છો ?"

"હું રાણી."

"તમારૂં શું નામ–કેવું છે તમ કામ–ક્યાંથી આવ્યાં આ ધામ–"

"હું આવી–પ્રીતિ લાવી–તમ મન ભાવી–વાહ–વાહ વાહ ! આહા ! આહા ! આહા !"

"હવે અહિયાં વાહ–! અને આહાનો પ્રયોગ જોજો અને તેની ઝમકની કદર કરજો. શું સુંદર લાગે છે ?" મેં ડોકું ધુણાવ્યું.
"વારૂ પછી ?"

"હવે આ જાણે પહેલું પગથીયું. પછી આજકાલ દોહરા ચોપાઈ તો જુનાં થઇ ગયાં છે, પણ કોઇ એક એવો સહેલો છંદ લેવો. કેટલાક ઉગતા કવિવરો હરિગીત વધારે પસંદ કરે છે, કારણ કે વાતમાં પણ તે બનાવી શકાય છે.

"બેઠો હતો, હું તે જ વખતે વાત ત્યાં એવી થઈ."

"જરા જરા હરિગીતો બે ચાર મોઢે કરી તેનો લય મગજમાં આવશે એટલે પછી બધું સહેલું લાગશે."

"પણ વિષય ક્યાંથી લાવવો ?"

"શી ગાંડી વાત કરો છો? હજુ તમે ઘણા જુના વિચારના છો. આજકાલ તો સ્વાભાવિકતા જોઈએ. મહાકવિ વર્ડ્ઝવર્થના પ્રતાપ છે. જેમ પ્રસંગ નિર્જીવ તેમ કવિતા વધારે સુંદર; અને વિષયશૂન્યતા અને વિચારશૂન્યતા હોય તે તો શ્રેષ્ઠ છે, પણ શરૂઆતમાં તે લાવવી અઘરી પડશે. "ત્રાટિકા" ત્રિમાસિકમાં મારો ફીફલાં (વાંદા) નો હરિગીત જગવિખ્યાત છે."

મને શરમ આવી. શું આવી જગવિખ્યાત વસ્તુથી પણ હું અજ્ઞાત છું? ધિક્કાર પડયો મારા ભણતરને અને જીવતરને.

"તેની પહેલી લીટી આમ હતી:"

સુતો હતો, શય્યામહિં ત્યાં આવીયું એક ફીફલું.

સ્ટેટના નામદાર મહારાજાએ તો નોકરોને સંબોધવા આ કાવ્ય મોઢે રાખ્યું છે."

"હશે, પછી?"

"પછી હવે આપણે મોટા કવિઓ તરફ વળીએ. આવા હરિગીત બનાવતાં આવડ્યા એટલે તમે કવિતાશાસ્ત્રમાં ગ્રેજ્યુએટ થયા. પછી કલાપી લ્યો. એવું કાવ્ય લખવું હોય તો ઘરમાં કોઈની સાથે લઢીને બેસો તો વધારે સારૂં લખાશે. ને હંમેશાં જુદા જુદા કવિઓના ખાસ શબ્દો હોય તેની એક નોટ બુક રાખવી, કે તેવાં કાવ્ય લખતી વખતે શબ્દો સારી રીતે વાપરી શકાય. કલાપીના શબ્દોમાં જુઓ, ઈશ્ક, દિલ જીગર, સ્મરણ, રડવું, આંસુ વગેરે ઘણી વખત આવે છે. લખતી વખતે આ શબ્દો બે ચાર વાર વાંચવા, અને બને તો ગજલ જમાવવી; અને કલાપી એવો છે કે પા કલાક વાંચો કે તેના જેવું લખવાની ધુન લાગે.

'અરે મારા હૃદય પ્યારા, રહે તું બાપુ! રહે છાનું.'

"શું આ લીટીમાં કેકારવના પડઘા પડી રહ્યા છે ખરા કની? અને કલાપીની ઢબમાં લખવાને વિષય આપવો નથી પડતો. "ઇશ્ક" અને "પ્રિયા" બેને પકડી રાખ્યાં કે બેડો પાર. બધા વિષયો ઘરડા થયા છે. આ વિષય કોઈ દિવસ થયો છે?"

"નહિસ્તો. તે નહિ હોય તો કવીઓનો રોજગાર ક્યાં રહે?"

"બરોબર છે! શું સ્ટેશન આવ્યું? વાંદરા. હજુ ઘણો વખત છે. ઉભા રહો હું જરા બીડી ચેતાવી લઉં." કહી કવિરાજે વાત કરવા માંડી. "જુઓ, હવે આધુનિક કાવ્યો તરફ ફરીએ. લલિતની શૈલીમાં મારી પૂર્ણતા અદ્ભુત છે. લાલિત્ય એ મારી ખાસ મીલકત છે, અને તેની હાલની ખુબી કાંઈ ન્યારીજ છે. એકજ શબ્દને આમ તેમ ગોઠવી જે કાવ્યમયતા લલિતનાં કાવ્યો પ્રસારે છે તેની બરોબરી કોણ કરી શકે એમ છે? તેમાં હમણાં એ રીત પૂર્ણતાએ પામી છે; અને ખાસ કરીને માસિક પત્રોમાં લેખો નહિ હોય અને ઘણાં પાનાં દેખાડવાં હોય તેને બહુ રૂચિકર લાગે છે કારણ કે આ કાવ્યની એક પણ લીંટી ત્રણ શબ્દોથી વધતી નથી. એક શબ્દ લ્યો. "દુખ્યું" હવે આપણે કાવ્ય કરીએ.

"હા—આ દુખ્યું.
શું શું દુખ્યું?
મુજ મન દુખ્યું"

નહિ તો નાટકનો રાગ લ્યો: ધારો કે "ગોવિંદ ગુણ ગાઉં રે." હવે મારે આ રાગની કવિતા કરવી હોય તો આ રહી.

"બેઠા શું બેઠા બેઠારે, બેઠા, શું બેઠા, બેઠા?"

"શું રસ ઝરે છે?" મેં તે વાત કબુલ રાખી—"પણ રા. નાનાલાલ જેવાની શૈલી ઉતારવી સહેલી નથી."

"સાહેબ! હું ઘણો શરમાળ માણસ છું. જો મારામાં તે શક્તિ નહિ હોય તો શ્રેષ્ઠ કવિવર કહેવરાવવાનો કોઇ દિવસ દાવો કરૂં? રા. નાનાલાલની કવિતા પર તો મારો કાબુ અપ્રતિમ છે, કારણ કે આજકાલ તેવી કવિતાના ઑર્ડરો ઘણા આવે છે."

"ત્યારે તે કેમ લખાય? મેં ઘણી માથાકુટ કરી પણ એવું લખાતું નથી."

"કારણ કે તમે મારી પાસે શીખ્યા નથી. જુઓ, એ કવિતા કરતા પહેલાં તો ભાષાને ઉંચી કરવી જોઇએ; ઉંચી કહેતાં નાનાલાલીયા—મીઠી, મધુરી, ઝમકતી, જીભને ચુંથાવતી, બુદ્ધિને ગભરાવતી: એવા શબ્દોને ભેગા કરવા. કેટલાક શબ્દો વિના તો તે થાય જ નહિ. જુઓ, પહેલાં

"અનેરૂં" "સ્વ" "મંજુલ" અને ખાસ કરીને "ય" આ શબ્દો જ્યાં અને ત્યાં વાપરવામાંજ ખુબી છે. પછી બીજી પંક્તિના શબ્દો પણ બહુજ ભેગા કરવાઃ "મનુદેહ, સમાધિ, બ્રહ્મયોગ."

"પણ મને તત્ત્વજ્ઞાન નથી આવડતું."

"તેની શી ફીકર છે? તમારે તે કવિતા બનાવવી છે કે તત્વજ્ઞાન સમજવું છે?"

"પણ સમજ્યા વગર કેમ વપરાય?"

"ભલા માણસ! જેમ સમજ્યા વગર વાપરો તેમજ તમારી વિદ્‌ત્તાની વધારે કિંમત થાય. હવે જુઓ, સાથે "ડ–ડા" ની પણ ભરતી રાખવી "નાનકડું–લીલમડી–ભેંસલડી વગેરે." હવે આ રસિક શબ્દોનો સમુચ્ચય ભેગો થયો કે તમે અડધી મુશ્કેલી જીતી; તમે સજ્જ થયા—યુદ્ધમાં ઉતરવુંજ રહ્યું."

"તે કેમ કરવું, પણ?"

"તેને માટે પહેલાં વેણુઓ વાગે, ચાંદરણીઓ ચમકે, ફુલડાં વીણાય, એવા એવા સરસ પ્રસંગો ખોળી રાખવા અને જો અંગ્રેજી પર કાબુ સારો હોય તો શેલી અને કીટસની કેટલીક ઉપમાઓ અને કલ્પનાઓ ભેગી કરી રાખવી કે તેનો તરજુમો થાય અને કાવ્યની સમૃદ્ધિ વખણાય."

"બે રસ્તા છે. પહેલો રસ્તો તો એ છે કે એક કાગળ પર ગદ્યમાં એવા પ્રસંગનું, એવા શબ્દોથી સીંચેલું, એવી કલ્પનાઓથી કુદતું કાંઈ લખી નાખવું; પછી કાગળ લઇ એને સીધ્ધો ન ફાટે એમ, ફાડી બે કુકડા કરવા. આમ કરવાથી તમારી લીટીઓનું માપ વહેંચાઈ જશે, અને પછી તો ફક્ત જે પ્રમાણે કાગળ ફાડવાથી વાકય તુટયું હોય તેમ જ લખી દેવું, એટલે રા. નાનાલાલના જેવી રસિક કૃતિ તૈયાર થઈ. હવે બીજી રીત જરા કઠણ છે.

"તે કેવી?"

"એક કાગળ લઈ જેમ સેત્રંજની બાજીનાં ખાનાં હોય એમ તેના પટ પાડવા. આઠ ઉભાં અને આઠ આડાં ખાનાં પાડો તો ચોસઠ ખાનાં થાય.

પછી ગમે ત્યાં એક બે સવાલનાં ચિહ્ન લખવાં. એ ચોસઠમાંથી ગમે તે કોઈ ખાનામાં અનેરૂં, આલ્હાદ, કોયલ, ટહુકો, વેણુ, મંજુલ રવ, પમરવું એમ ચાર પાંચે ય લખી નાંખવા. આ કર્યું કે બધી સામગ્રી તૈયાર થઇ. વાક્યો પાંચ છ શબ્દોથી તો લાંબાં કરવાં અશાસ્ત્રીય જ છે એટલે બાકીના રહેલા ખાનામાં ઉપલા શબ્દોની જોડે કાનને રુચિકર લાગે એવા શબ્દો ગોઠવી દેવા. એટલે તમારી કવિતા તૈયાર થઈ ગઇ. એટલું ધ્યાનમાં રાખજો કે કાંઈ વિચિત્રતા તો રહે જ, નહિ તો નકામા.”

મારા હર્ષનો પાર રહ્યો નહિ. કવિ થઇ અમર નામ મેળવવાની મારી આશા હવે પરિપૂર્ણ થશે એવી મને ખાત્રી થઈ. મારા ગુરુ તરફ હું સાભાર નયને ફર્યો.

“પણ ત્યારે તમે નામ સાથે શા માટે કાવ્યો નથી પ્રગટ કરતા? શા માટે અમર થવાનો લ્હાવો ચુકો છો?”

“કેટલાક પ્રસંગસર મારે સ્મૉલકૉઝ કોર્ટના બેલિફોથી છુપાતા ફરવું પડતું હતું. પણ હવે મારો વિચાર શહેરમાં બહાર આવવાનો છે.”

“ખરેખર! આપ બહાર આવશો તો ગુજરાતનો બેડો પાર થઈ જશે, અને પછી ગુર્જરી દેવીની શી ખુબી?”

“હા! ગુર્જરી દેવી અદ્‌ભુત છે, સૌંદર્યભર્યાં છે. જ્યારે જ્યારે સાહિત્ય મંદિરની હું કલ્પના કરૂં છું ત્યારે મારૂં મન વ્યોમ ફોડી ક્યાંનું ક્યાં જતું રહે છે.”

“હા! જતું જ હશે.”

“મારી કલ્પનાના તેજસ્વી પ્રદેશમાં ગુર્જરીની સાહિત્યવાટિકા મને હંમેશ દેખાય છે. ગુજરાતના કવિરત્નોને તેમાં હું નીરખી રહ્યો છું. આમ તેમ અનેક ‘ઇશ્ક’ અને ‘કફની’ના ભક્તો દગ્ધ દિલ પર રાખ શોભાવી રખડતા હું ભાળું છું. તે સુંદર વાડીને એક ખુણે મઢુલીમાં હું લલિતને ગાતો જોઉં છું; એક ખુણે આંબાવાડીયામાં કોયલના ટહુકા સાથે તાન લગાવતી વેણુના વાદનથી કોઈ નૈષ્ઠિક બ્રહ્મચારિણીનું હૃદય પમરાવતા રા. નાનાલાલ નજરે ચડે છે; ત્રીજી તરફ સાહેબ લોકના પહેરવેશનું ગૌરવ ધારણ કરી રા.

નરસિંહરાવ નૂપુર ઝંકારનો રસિક રવ પ્રસારી રહ્યા છે. અહાહા! શું સૌંદર્ય! શું ખુબી!

મેં કવિરાજના ભવ્ય મોઢા સામું જોયું—તેના પ્રભાવની ભક્તિમાં લીન થયો. " પણ! આ વાટિકામાં આપનું સ્થાન કયાં?"

" મારૂં-મારૂં? આ ગુર્જરીના પુત્રો મારે મન બાલકો"

" આંટરોડ! આંટરોડ." બહારથી બુમ પડી.

બધો વિચાર છોડી હું મારાં પોટલાં ભેગાં કરવા ઉઠયો.

---

# હું શું કરૂં ?

વાચકને એક ખાનગી પ્રશ્ન પુછું છું કે “હવે હું શું કરૂં ?” કોનો વાંક કાઢું ? મને કાંઇ પણ રસ્તો સુઝતો નથી. તેનું કારણ માત્ર એવું છે કે જેને કહું છું તે હસે છે. જે વસ્તુમાં બધા મારૂં સદ્ભાગ્ય સમજે છે તેમાં મારૂં દુર્ભાગ્ય સમાયેલું છે. તે વસ્તુ—મારી સ્ત્રી.

આ ઉપરથી એમ નહિ સમજશો કે મારી સ્ત્રી કોઈ કદરૂપી, કે જુના વિચારની, કે અભણ, કે નિરસ, કે બેદરકાર, કે નિમકહરામ, કે શંખણી છે. તેમાં આ બધી ખોડાનો અભાવ છે; એ જ મારા દુઃખનું કારણ છે. તે શરીરે, સ્વરૂપે રૂપવંતી છે—એથી વધારે કહેવું હું દુરસ્ત ધારતો નથી; વિચારમાં તે મહાદેવ ગોવિંદ રાનાડેને પણ બે ચાર સુધારાના સિદ્ધાન્ત શીખવે એમ છે; બુદ્ધિની ધાર વિલાયતી ચપ્પુ જેવી છે; મુંબાઈ યુનિવર્સિટીની ઇન્ટરમીડિએટની પરીક્ષા પસાર કરી છે. એટલે હોશિયારીમાં વાંધો કાઢતાં જીભ કરડી ખાવી પડે એમ છે; રસજ્ઞતામાં જાણે—નથી કહેતો; ટુંકાણમાં, આખા હિંદુસ્થાનમાં કાશ્મીરથી કન્યાકુમારી સુધીમાં જડવી મુશ્કેલ પડે એવી ડાહી, શાણી, રસજ્ઞ, ચતુર અને શીલવતી સ્ત્રીનો ભરથાર થવાને હું ભાગ્યશાળી બન્યો છું.

રા. ડાહ્યાભાઈ ધોળશાજી કહી ગયા છે કે “જે ઘર નાર સુલક્ષણી તે સુખે સુનાર” એ લેખક માટે મને ઘણું માન છે, છતાં મારે કહેવું પડે છે કે એ વાત તદ્દન ખોટી છે. મારે સુલક્ષણી સ્ત્રી છે—છતાં એક દિવસ હું સુખે સુતો નથી. કહો. હવે હું શું કરૂં ?

મૂળ વાત આમ થઈ. હું બી. એ. માં પાસ થયો ને એ (તમે સમજી ગયા હશો કોણ) ઇન્ટરમીડિએટમાં પાસ થઈ. હું કૉલેજમાં છોકરાઓનો સરદાર ગણાતો—એની પાછલ બધા ગાંડા થઇને ફરતા હતા. કોઈ એની ચોપડીઓ ઉચકતું, તો કોઇ એને સ્ટેશન સુધી વળાવવા આવતું, તો પ્રોફેસરો બધા એને ચહાપાણીએ બોલાવતા. તે વખત તો ઠીક—પણ પછી અમે પરણ્યાં—ને પીડાઓ શરૂ થઇ.

ઘરમાં, બહાર, મિત્રોમાં, મીજબાનીમાં તે મારી બૈરી ન લેખાય, પણ હું તેનો ધણી ગણાઉં. હું રસ્તે જતો હોઉં ને કોઈ આંગળી કરી દેખાડે: "આ મિસ્તર ! હં. એ તો મિ. ક્ષ.–આપણે પેલી મિસ મેના છે ને તેના વર. મિસિસ ક્ષ ઘણી જ હોશિયાર છે. ખરેખર આદર્શરૂપ છે." એટલે સેવકનો હિસાબ હોય જ કયાંથી ?

ઘણે દિવસે કોઈ મિત્ર મળે તો પુછે: "ઓહો ! મિ. ક્ષ ! કેમ ? મિસિસ ક્ષ. કેમ છે ?" ભલો માણસ મારી તો તબિયત પુછતો જ નથી. મને ઘણી વખત જવાબ દેવાનું મન થાય છે કે મિસિસ ક્ષ. ગયાં જહાન્નમમાં.

કોઈ ઠેકાણે જો ચાર જણ વાત કરતા હોય ને ત્યાં જાઉં કે વિચિત્ર રીતે બધા વાત બદલી નાંખે. હિન્દુ કુટુંબજાલ કેટલું દુઃખમય છે, સ્ત્રીઓ કેટલી અભણ છે, ધણીઓને કેટલું સહેવું પડે છે, વગેરે, વગરે, એમ વાતો થાય. આ વાત નીકળે કે હું મુઠીઓ વાળી અગ્યારા ભણી જાઉં; કારણ કે બીજું વાકય નક્કી જ આ આવે: "હા ભાઈ ક્ષ. તો નસીબદાર છે. તેને કાંઈ આવી અડચણો પડે છે ? તેને તો મિસ...મેના." મને ગમે તેમ થયું તેમાં દુનિયાના બાપનું શું મેં ચોરી ખાધું કે આટલો જુલમ !

મિત્રો કાગળ લખે તો પણ બાજુ ભરીને મિસિસ ક્ષ. પર જ સંદેશા મોકલાવે એટલે સેવક તો જાણે એક સંદેશા પહોંચાડનારો હમાલ. કેટલાક તો છેક નફ્ટ થઈ બારોબર પત્ર લખે છે "My dear Mrs. X." નવા જમાના પ્રમાણે એ પણ મારે વેઠવું પડે છે. હું શું કરૂં ?

જાણે હું તો એક અંટોલ કાટલું હોઉં, મોંઘા મુલ્યની એક સિંહણનો રખેવાલ હોઉં, જાણે કોઈ મહારાણીનો ખાનગી કારીભારી હોઉં, એમ જ બધાં મને ગણે છે, અને છતાં પણ હું એમ. એ. છું અને ધંધાની મારા પર સારી મહેર છે. એ પણ નસીબ !

ઘરમાં પણ મારા ભોગ છે. એક વખત મિસિસ ક્ષ. નું માથું દુખવા લાગ્યું. હવે એમાં મારો કાંઇ વાંક હતો જ નહિ. છતાં હું ઑફીસ જવા

દાદર ઉતરવા લાગ્યો અને અમારી બાજુમાં રહેનાર પાડોશીઓ હેઠળ વાત કરતા હતા તે સાંભળી ઉભો રહ્યો.

"બિચારી આજે ઘણી માંદી લાગે છે."

"માંદી તો શું? પણ એનો ધણી જાનવર જેવો છે. કાંઈ વઢયો–કર્યો હશે. આપણા લોકો કેળવાયા તો પણ વગેરે, વગેરે." હવે મિસિસ ક્ષ. નું માથું દુખે તેમાં પણ મારા ભોગ! અને ધારો કે હું વઢયો? તેમાં કોઇને શી પંચાત? મારી બૈરી છે ને હું વઢયો. ઘરમાં મા અને બાપનો પણ તેટલો જ ત્રાસ. "ભાઇ ક્ષ. આ મેનાને માટે તું આટલું તો કરતો જ નથી. તું એને બહુ પજવે છે વગેરે વગેરે." એટલે મારા ઘરમાં માલેક એ ને હું તો વૈતરો.

આટલેથી પીડા અટકતી હોય તો વધારે સારૂં; પણ સાંજના થાકયો પાકયો ઘેર આવું અને સહધર્મચારિણી જોડે બે પળ નીરાંતે બેસવાની આશા રાખતો હોઉં ત્યાં કોઇ મિત્ર બારણું ઠોકતો આવીને ઉભો જ રહે. "કેમ! કેમ છો મિ. ક્ષ! કેમ મિસિસ ક્ષ.! ખુશીમાં તો ખરાં. આ તો મને કાંઇ ચેન ન પડયું તે મેં કહ્યું ચાલ મેનાબહેનને ત્યાં જરા જતો આવું."

"કેમ કાંઈ ખાસ કામ?" જરા આકર્ષક રીતથી: "નારે, ખાસ કામ તો કાંઇ નથી, મેનાબહેન! પણ જાણો છોને તમારી ભાભી! અમારૂં ઘર તો ઠીકાઠીક છે. મને ઉદ્વેગ ઘણો થયો એટલે જરા તમારી પાસે આવ્યો."

થયું! ભાઇને બૈરી ઠીક ન મળી એટલે મારે ઘેર આવ્યા. પછી એવા મિસ્તરો નીરાંતે બેસે, મેના જોડે વાત કરે અને સેવક મુંગે મોઢે બેસી રહે—નહિ તો હાજીહા પુરવાનો ધંધો શરૂ કરે; અને મેના ઠંડે પેટે તેનાં દુઃખ સાંભળે, આશ્વાસન આપે અને ધીમે રહીને વિદાય કરે. એટલે શું બીજા બધાને જોઇએ તેવી બૈરીઓ ન મળે માટે મારૂં ઘર ગામનો ચોરો કરી મુકવો?

એક દિવસે રાતના અગીયાર વાગે મેના ગાવા બેઠી. એક પછી બીજું ગાયન તેણે લલકારવા માંડયું. ઘણે દિવસે આવા સુખનો લ્હાવો લેતો હું બેઠો. થોડીક વારે બારીએ અમસ્તો ગયો અને જોઉં તો નીચે પંદર વીશ જણાઓ ઉંચું ડોકું કરી અમારી બારી સામું જોઈ રહ્યા હતા. મેં ગુસ્સાના આવેશમાં ભડ દઈને બારી બંધ કરી. અમારૂં ઘર પહેલે માળે હતું. બીજે દિવસે મેં માળાવાળાને નોટિસ આપી. હવે તો છેક પાંચમે માળ રહું કે જેથી મેનાનો અવાજ સાંભળનારા ભાગીઆઓ વધે નહિ.

આવા આવા અનેક પ્રસંગો અહોનિશ બનવાથી મારો સ્વભાવ બગડતો ગયો. હું શું કરૂં? કોઇ મિત્રનું મને મોઢું ગમતું નથી, કોઇ ઠેકાણે જવું ગમતું નથી, ઘેર બેસવું રૂચતું નથી. આખો દહાડો રખેને કોઇ મેનાની જોડે વાત કરી જશે, કોઇ એનું હાસ્ય સાંભળી જશે, એવા એવા વિચારો આવે છે. પણ બધાથી મોટી પીડા તો બીજી છે. એ દુઃખ કહું કોને? મેનાને કહેવા જાઉં તો તેને ખોટું લાગે; બીજા કોઇને કહેવા માંડું તો તે હસે; ન કહું તો અંદર બળી મરૂં છું. ઘણી વખત મેના પર ચીડ ચડે છે; સ્ત્રીકેળવણી પર ધિક્કાર આવે છે. મેના કરતાં કોઈ અજ્ઞાન કે કદરૂપી પરણ્યો હોત તો એટલી નિરાંત તો રહેત કે મારા શિવાય કોઇ તેની સામું ન જોત—પણ આ તો પાછા કેળવણીના દિવસો, અને બધા સ્વાતંત્ર્યના ભગતો. જો જરા સખ્તાઈ કરવા જાઉં તો કહેશે કે “આ મોટો કેળવાયલો જોયો, બૈરીને બહાર પણ નથી કહાડતો!”

ન કરે નારાયણ ને હું મોટો બાદશાહ થાઉં તો તરત પહેલો કાયદો જનાનો દાખલ કરવાનો કરૂં, અને માત્ર નાક કાન કપાયેલી સ્ત્રીઓને જ ખુલ્લે બજાર જવાની રજા આપું. હવે મને જુના જમાનાના રીવાજોનું રહસ્ય સમજાય છે. જ્યાં સુધી એવો કાયદો થાય નહિ કે દરેક જણે પારકી સ્ત્રીની સામું ન જોવું, તેની વાત ન સાંભળવી, તેનું ગાયન સાંભળી કાન બંધ કરવા અને તે કાયદો તોડનારને દેહાન્ત શિક્ષા ન

થાય ત્યાં સુધી બસ જનાનો બધે દાખલ કરી દેવો; અને નહિ તો દૃઢ નિશ્ચય કરવો કે અભણ અને કદરૂપી સ્ત્રી શિવાય બધીને બસ ત્યાજ્ય જ ગણવી. આ શું? પણ શું કરવું? હવે બાદશાહ થવાની લાઇન દહાડે દહાડે ઓછી થતી જાય છે. જન્મ્યો તો—શા સારૂ હજાર વર્ષ પહેલાં ન જન્મ્યો? હશે.

માત્ર સદ્‌ભાગ્ય મારૂં એટલું જ છે કે મેના આ બધું સમજે છે અને મારી લાગણી ન દુખાય અને ઓછું ન આવે તે માટે અનેક પ્રયત્નો કર્યાં કરે છે. પણ તેથી શું? મારી મૈના તે મારી. પોતાની એકલાની માલેકીની છે—શા માટે બીજા બધા આ પ્રમાણે કનડે છે? સુખ જોઇને આશ્વાસન જોઇએ અને ન જડે તો નશીબ. તેમાં હું શું કરૂં? પણ કોઈ સમજતું નથી, દુઃખ દે છે અને મારો જીવ વધારે ને વધારે કચવાય છે. પણ કાંઈ રસ્તો છે? રસ્તો જલદી ખોળવો પડશે અને નહિ ખોળો તો જો જો સ્ત્રીકેળવણી વધતી જાય છે; આજે મારો વારો તો કાલે તમારો.

---

# નવી આંખે જુના તમાસા.

હું અને મારા મિત્ર મિ. રેવડીયા શિષ્ય અને ગુરૂ હતા; બૉસ્વેલ અને જૉન્સન કહો તો પણ ચાલે. તેમની રીતભાત, કપડાં, બોલી, બધાનું હું અનુકરણ કરતો, કારણ કે મારે મન તે મહાત્મા હતા; તેમના જીવનસિદ્ધાન્તોમાં મને શ્રદ્ધા હતી; તેમના વાક્‌ચાતુર્ય પર હું રીઝ્યો હતો અને તેમને દુર્જેય માનતો હતો.

મિ. રેવડીયાનો જીવનસિદ્ધાન્ત ચાલુ જમાનો હતો. તે તેના પૂજક હતા. તેની રહેણીકરણીના ભક્ત હતા, અને તેનાથી કાંઇ પણ જુદું હોય તેના કટ્ટા વેરી હતા. પોતે પૈસાદાર હોવા ઉપરાંત યૂરોપ અને અમેરીકા વગેરેમાં તેમણે મુસાફરી કરી હતી; અને હાલના જમાનાનું સાહિત્ય તેમણે સારી રીતે વાંચ્યું હતું. તેઓ ઘણા જ ચતુર, ઘણા જ વિદ્વાન, ઘણા જ નવા અને સુધરેલા, ઘણા જ ફૅશનેબલ, અને આપણા મતિમંદ પૂર્વજોની કારકીર્દી તરફ પુષ્કળ તિરસ્કાર ધરાવનાર હતા. મારી આર્થીક સ્થિતિ અને બુદ્ધિબળ પ્રમાણે તેમનો અનુયાયી હું પણ થવા મથતો.

અમે બે ઘણા જ ઉંડા તથા બહોળા વિચાર પછી દૃઢ, ચોક્કસ, અને નિષ્પક્ષપાત નિર્ણય પર એકદમ અને જોસભેર આવી ગયા હતા; અને તે નિર્ણય એ હતો કે બધું ડહાપણ, બધી વિદ્યા, અને બધી અક્કલ હાલના જમાનામાં જ ટપ દઇને પેદા થઇ ગઈ છે. અમને ખાત્રી થઈ ગઈ હતી કે અસલ હિન્દમાં જંગલી લોકો હતા; તેમની કારકીર્દી અક્કલહીન અને કાયર હતી, તેમની બુદ્ધિ પર કાટ ચડયો હતો; અને અમારા જેવા હોશિયાર, સુધરેલા, બાહોશ અને ચાલાક સપુતો પેદા કર્યા શિવાય તેમણે કાંઈ પણ વધુ કર્યું નથી.

આ નિર્ણય અને આ ખામી વિષે અમે અનેક વખત વાતો કરતા; હાલની સંસ્કૃતિની ખુબીઓ વખાણતા; પહેલાંની મૂર્ખાઇ પર હસતા. ઘણી વખત મિ. રેવડીયા સવારના દશ વાગે ઉઠતા; મોઢામાં સિગાર

અને હાથમાં ચાહનો પ્યાલો રાખતા; અને ડ્રેસિંગ ગાઉનમાં સજ્જ રહીને પડયા પડયા અનેક તર્કો ચલાવતા. તેવે વખતે હું ત્યાં જઇ ચડતો, અને કઢંગા પૂર્વજોએ બનાવેલી તેમની કાળી ચામડી વીસરી જઇ તે કેવા સુંદર ફૅશનેબલ અને અપ–ટુ–ડેટ છે તે વિષે મનમાં પ્રશંસા કરવા લાગતો. નહિ તો અમે બન્ને ફૅશનેબલ કપડાં પહેરી બૅન્ડસ્ટૅન્ડની લટાર મારતા. તે વખત અમે પોતે ઘડી બેઘડી ભુલી જતા કે અમે જંગલી અને અસંસ્કારી દેશના રહીશ છિએ; માત્ર પંચાત એટલી હતી કે કોઈ મૂર્ખ માણુસ મને કે મિ. રેવડીયાને ગોઆનીસ ગૃહસ્થ ધારતા; પણ તેમની અમને પરવા નહોતી.

મિ. રેવડીયામાં પ્રશંસાપાત્ર ગુણ એક બીજો હતો. તે માત્ર આત્મસંતોષી નહોતા. તેમનો ઇરાદો તેમના સિદ્ધાન્તોને આખી સૃષ્ટીમાં ખુણે અને ખોચરે પ્રસારવાનો હતો. તે એમ પણ ચોકકસ માની બેઠા હતા કે ભૂતકાળના હિન્દીઓ અકકલ વગરના હતા, એટલુંજ નહિ પણ ચાલુ જમાનાના સિદ્ધાન્તો જો કેટલાક તેમને શીખવ્યા હોત તો તેઓ ચોકકસ માણસાઇમાં આવત. એમને પોતાના વાક્ચાતુર્ય ઉપર પણ વિશ્વાસ એટલો બધો હતો કે તે ઘણી વખત સૂચવતા કે એમના જેવા બાહોશ અને બુદ્ધિશાલી નરરત્ને જનકવિદેહી કે અશોકના સમયમાં જન્મવાની તસ્દી લીધી હોત તો જરૂર હિન્દુસ્થાનનો બેડો પાર થઈ જાત–આપણે બધા જંગલીને બદલે સુધરી જાત અને ઇતિહાસક્રમનું ચૈકું કાંઇ જુદીજ રીતે ગબડવા માંડત.

એક દિવસ રાતના આ વિષય પર અમે ઘણો ઉંડો વિચાર કર્યો. તેને અંતે મારે કહેવું પડયું: “ મિ. રેવડીયા ! તમે આટલા બધા ઉત્સાહી છો અને છેવટે સ્વર્ગે જાઓ તો કાંઈ નવું જુનું થાય ”

“ કેમ વારૂ ? ”

“ સ્વર્ગમાં સડતાં ડોસાંડગરાંઓને પણ તમારા અભિપ્રાયોનો લાભ મળે અને તે બિચારા સુધરે ”

" ખરી વાત છે. Better late than never. સ્વર્ગમાં તો સ્વર્ગમાં, પણ ડોસાંડગરાંમાં કાંઇ અક્કલ તો આવે. "

" એ પણ વાત સાચી. ચાલો સાહેબજી " કહી મેં રજા લીધી.

હું મારે ઘેર ગયો પણ મારા મગજ આગળથી આ વાત ખસી નહિ. ઉંડો ને ઉંડો વિચાર કરતાં અનેક તરંગો થવા લાગ્યા અને મિ. રેવડીયા સ્વર્ગમાં જાય અને સદ્દગત મહાત્માઓને મળતાં તેમના પુરાણા જીવનમાં શા શા ફેરફારો થાય તે પર મનની પાંખડી ચાલી. એ વિચારો ઘણો જ લાંબો વખત મેં કર્યા અને પછી હું સુતો,–સુતો અને પાછો જાણે જાગ્યો. આંખો મીચેલી હતી કે ઉઘાડી તેનું મને ભાન રહ્યું નહિ.

મને એમ લાગ્યું કે હું સુતો હતો ને એક જણ કોઈ આવ્યો અને મારા મિત્ર અને પૂજ્ય ગુરૂ મિત્ર રેવડીયાનો પેગામ લાવ્યો.

" આજે પાંચ પાંચ યુગ થયાં તેઓ સ્વર્ગમાં સુધારો કરવા મચ્યા રહ્યા છે અને આપને તેડે છે. "

" મને શું કામ ? "

" તે સુધારો જોવાને આવવું હોય તો વિમાન તૈયાર છે. "

મારી પૂજ્યતાની બુધ્ધિએ ઉછાળો માર્યો. મિ. રેવડીયા જોડે થોડા કલાક પહેલાં કે થોડા યુગ પહેલાં વાત કરી હતી તે હું ભૂલ્યો, પણ તેમનો વિજય જોવા એક પગે થઈ રહ્યો. ઝટ દઇ કપડાં પહેર્યાં અને વિમાન પર ચડયો; અમે ઉડવા મંડયા. આખરે મારા સાથીએ કહ્યું કે આ સ્વર્ગ આવ્યું.

સ્વર્ગ જોઇ મને અસંતોષનો પાર રહ્યો નહિ. મને કાંઈ મોટા રસ્તા, ઉંડી ગટરો, ઉંચાં મકાન, બાગબગીચા, મિલનાં ભુંગળા વગેરે જોવાની આશા હતી. ત્યારે આ તો એક વિશાળ ઉંડું વન લાગ્યું.

" આ સ્વર્ગ ! નૉન્સેન્સ ! "

" હા ! આ તેનો હિન્દવિભાગ છે. "

" અહિયાં પણ લોકોમાં અક્કલ હોય એમ લાગતું નથી ! "

" મહારાજ ! " મારા સાથીએ કહ્યું. " અહિયાં હજુ જોઇએ તેવો સુધારો થયો નથી. આ થોડાએક યુગ થયાં મહાત્મા રેવડીયાને પ્રતાપે

ઝાડોની ગણત્રી થવા લાગી છે, અને પછી કાંઇ કંટ્રાકટ આપવાનો વિચાર ચાલે છે.

હું હરખાયો. મારા મિત્ર તો ખરેખરા નવા જમાનાના જ. સાબાશ આનું નામ કેળવણી! "મિ. રેવડીયાએ કેવી રીતે આ સુધારો કરવા માંડયો ?"

"પહેલાં તો એ સાથે બને એટલો સરસામાન લઇને આવ્યા અને ધીમે ધીમે બધાને સુધારાનો સ્વાદ ચખાડવા લાગ્યા"

"એમ ? વારૂ ચાલો. મને જલદી બધું બતાવો. હું કાંઇ અસલના જેવો આળસુ નથી. વખત ઘણો કીંમતી છે."

"જી હા! આ તરફ ચાલો" કહી મારો સાથી મને લઇ વનમાં દાખલ થયો.

મારા મિત્રે શું શું નવા ફેરફારો કર્યા હશે, હું કોને જોઇશ અને તેઓ કેવા હશે તે સંબંધી મેં વિચાર કરવા માંડયો. મુંબાઈ જેવા સુધરેલા શહેરમાં રહ્યા પછી આ જંગલ કાંઈ અકારૂં લાગવા માંડયું છતાં મારા પૂજ્ય રા. રેવડીયાનો પ્રતાપ જોવા ખાતર હું આગળ ચાલ્યો. કયાં સુધી ગયો, કેટલી વાર ચાલ્યો તેનો હિસાબ રહ્યો નહિ.

દૂરથી એક બેસુરી ફિડલનો અવાજ આવ્યો, અને તે તરફ ફરતાં એક તેજસ્વી વૃદ્ધ અને આપણા અજ્ઞાન લોકો જેને મહાત્મા કહે છે એવા દેખાતા પુરૂષને ફિડલ વગાડતા જોયા. તેમની આંખમાં તેજ દેખાતું હતું પણ મારા પોતાના અભિપ્રાય પ્રમાણે દહાડી આટલી મોટી વધવા દઇ તેઓ પોતે અણસુધરેલા છે એમ પુરવાર કરતા હતા. અમારા રેવડીયા પંથ પ્રમાણે સવારના પહોરમાં, અડધી ઘડી સૂર્યોદય પહેલાં દરેક મનુષ્યે પોતાની દહાડીમૂછ કાઢી સ્વચ્છ થઈ જવું જોઇએ. ફિડલ વગાડનાર મહાત્મા મૃગચર્મ ઉપર રૂનો એક ગદેલો નાંખી બેઠા હતા. તેમની સામે એક તરફ જુદી જુદી સેંટની શીશીઓ પડી હતી; પાસે ત્રભાણામાં કાંઇક આંઇસક્રીમ જેવું દેખાયું. હું ચમકયો; આ વિચિત્ર

મૂર્તિ કોણ હશે તે જાણવાની ઉત્કંઠા થઈ. હું પાસે ગયો અને નમ્યો. ડોસાએ ફિડલ બંધ રાખી.

"મહારાજ! આપ શું કરી રહ્યા છો?"

"બેટા! આટલું સમજતો નથી?"

"ના."

"અર્થશાસ્ત્રનો નિયમ છે કે માણસે પોતાની જરૂરીયાતો વધારવી. તે વધારવાથી માણસ મહેનતુ થાય છે; મહેનતુ થયાથી દુનિયામાં સુધારો થાય છે."

મારી અજાયબી વધી. આ તો મિ૦ ફૅાસેટના અર્થશાસ્ત્રનું ટાંચણ લાગ્યું. એ વળી અહિયાં! જરૂર આ મારા મિત્રના પ્રતાપ હોવા જોઇએ.

"પણ આ શું કરો છો?"

"આટલું સમજતો નથી? હું મારી ઇન્દ્રિયો કેળવું છું. વિષય લાલસા વધ્યા વિના જરૂરીયાતો વધે નહિ. રસ કેળવવા આ આઇસ્ક્રીમ છે; ગંધ માટે આ સેન્ટ રાખ્યું છે; સ્પર્શ સુખ ભોગવતાં શીખાય માટે આ ગાદી રાખી છે; અને આ ફિડલે કાંઈક સંગીતના સંસ્કાર મારામાં કરવા માંડયા છે."

"માત્ર હવે રહ્યું રૂપજ" મારાથી કહ્યા વગર રહેવાયું નહિ.

"તે કાંઇ હું ચુકું એમ નથી. મેં ગ્રીક દેશના શિલ્પીઓનાં કેટલાંક નગ્ન પુતળાં મંગાવ્યાં છે."

"તે અહિયાં કયાંથી?"

"તને ખબર નથી? તું નવો આવ્યો લાગે છે. હાલ થોડો વખત થયાં એક મહાત્માની પ્રેરણાથી અહિયાં એક મોટો આશ્રમ નિકળ્યો છે, અને તેમાં અનેક જાતનાં સાધનો મળે છે."

"એ મહાત્મા કોણ?"

"એક રેવડીયા કરીને છે."

"હેં!" હું હર્ષઘેલો થતાં બોલ્યો.

"હા, પહેલાં તો અમને આ બધું ભાન નહોતું! પણ એ ગૃહસ્થના આવવાથી અમારી આંખો ખુલી ગઇ. હવે અમે સુધરવા લાગ્યા."

"પણ મહારાજ! રૂપ, રસ, ગંધ, વગેરેની મોજમજા મેળવવા આટલો તે વળી અભ્યાસ કરવો પડે! અમને તો એ બધું સહેલાઇથી આવે છે."

"ભાઇ! તમે બધા નશીબદાર છો. અમે તો જંગલી હતા; તેમાં હું તો બધાનો શિરોમણિ. નાંખી દેતાં છ હઝાર વર્ષ થયાં મેં એક ધતીંગ કહાડ્યું હતું. જેથી હું મૂર્ખો રહ્યો, અને બીજાને રાખ્યા."

"શું ધતીંગ?" તિરસ્કારથી ડોસા સામે જોતાં મેં પુછ્યું.

"મારા મૂર્ખ મનને એમ લાગ્યું કે રૂપ, રસ વગેરેનો ત્યાગ કરવો. વૈરાગ્ય કેળવે ત્યારે માણસ સુધરેલો ગણાય. ભાઈ એમ માનતાં છ હઝાર વર્ષ ગયાં; અને તેની પીડાએ આ બધી ઇન્દ્રિયો વિરાગી થઈ ગઈ છે. હવે કેળવતાં મુશ્કેલ પડે છે. કોણ જાણે હું સુધરેલો ક્યારે થઇશ." નીસાસો નાખતાં તેણે કહ્યું.

"મહારાજ! ક્ષમા કરજો, પણ આપ પૂર્વાશ્રમે કોણ હતા?"

"હું! ભાઇ જવાદે ને. મને બધા વસિષ્ઠને નામે ઓળખતા."
"કોણ મહાત્મા વસિષ્ઠ!" હું બોલી ઉઠયો. "પ્રભુ"–કહીને હું એકાએક મારા સિદ્ધાન્તો ભુલી એ આદિ ઋષિને દંડવત પ્રણામ કરવા જતો હતો પણ તેમણે રોકયો.

"છોકરા! તું મૂર્ખો છે. હું એ માનને લાયક નથી. મહાત્મા રેવડીયાએ મારી ખાત્રી કરી દીધી છે કે હું મૂર્ખો છું–હવે બહુ થયું–આ એક શિષ્ય ગ્રીક પુતળાંઓ લઇ આવ્યો. મારા અભ્યાસમાં ખલેલ પહોંચે છે."

હું મુંગે મોઢે ત્યાંથી ખસ્યો–મને હર્ષ થયો. આ પ્રમાણે રેવડીયાપંથ વધશે તો ચોક્કસ સ્વર્ગ સુધરશે ખરૂં. ધીમે ધીમે ફિડલનો બેસુરો અવાજ

કાન પર પડવા લાગ્યો. હું મારા સાથીને લઇ પાછો ઘુમવા અને મિ. રેવડીયાની બુદ્ધિનાં વખાણ કરવા લાગ્યો. થોડે દૂર જતાં એક મહાવૃક્ષના થાળા પર એક બીજો ડોસો ટાંટિયા મરડી નાંખી પદ્માસને બેઠો હતો. તેની તેજોમય કાન્તિ, સફેદ લાંબી દહાડી, માનની લાગણી સ્ફુરાવે એવી હતી. આસપાસ ઘણા લોકો હાથમાં નાની મોટી કોથળીઓ લઈ ઉભા હતા અને તે એક કોઈ શિષ્ય જોડે વાતો કરી રહ્યો હતો. હું પાસે ગયો, નમન કર્યું અને ઉભો રહ્યો. મહાત્માએ મને જોયો અને પુછ્યું:

"નવો આવ્યો છે?"

"જી હા! આપનાં દર્શનનો લાભ મેળવવા અહિયાં આવ્યો છું."

"જા! મને ફુરસદ નથી. આ બધા લોકો મને મળવા તલસ્યાં કરે છે એટલે તારી વાત ટુંકેથી પતાવ."

"મહારાજ! હું તો માત્ર આ બધા શું કરી રહ્યા છે તે જ પુછવા આવ્યો છું," મ્હેં કહ્યું.

"એટલી ખબર નથી? આ બધાંને ધર્મ અને આચાર વિષે અભિપ્રાય જોઇએ છે, માટે મારી પાસે આવવા મથે છે."

"તેમાં આ કોથળીઓ શાની?"

"કેમ? આમાંથી જે વધારે પૈસા આપશે તેના લાભનું ધર્મવચન હું કહીશ. હું સૃષ્ટિમાં આદિ સ્મૃતિકાર હતો."

"કોણ મહાત્મા મનુ?" મેં ફરીથી પ્રણિપાત કરતાં કહ્યું.

"હા! પહેલાં મેં એક ધર્મશાસ્ત્ર રચ્યું હતું, પણ તે વખતે હું જરા જંગલી હતો તેથી બધાને માટે શાસ્ત્ર રચી ગયો હતો. હું એમ સમજતો કે બીનસ્વાર્થે ધર્મ ખીલવવો તે જ સાર્થક છે."

"ત્યારે હવે આપ તે શાસ્ત્રના સિદ્ધાન્તો આમ વેચાતા આપો છો?"

"ગાંડા! પહેલાં હું જંગલી હતો તે મફત ધર્મ શીખવતો; હવે એક મહાત્માને પ્રતાપે અમે બધા સુધર્યાં છિએ અને જે વધારે કીંમત આપે તેના લાભમાં મારો અભિપ્રાય આપું-છું, કારણ કે જ્યાં પૈસો ત્યાં ન્યાય."

"એ મહાત્મા કોણ, રેવડીયા?" હું હરખાઇને બોલી ઉઠયો.

"હા તે જ! ઉઠો. મારો કીંમતી વખત જાય છે." પણ એ વધુ કહે તે પહેલાં તો હું ત્યાંથી ચાલ્યો ગયો. મારા મિત્ર રેવડીયાની અસર આટલે સુધી પહોંચશે એવો મને જરા પણ ખ્યાલ નહોતો. સાબાશ મારા વીર! સુધરેલા જમાનાના હિમાયતી તરીકે તારૂં નામ ઇતિહાસમાં અમર રહી જવાનું.

"ભાઇ!" મને એક સંશય થતાં મારા સાથી તરફ ફરતાં કહ્યું: "આ બધા આટલા બધા કચવાયલા કેમ રહે છે?"

"કોણ જાણે. આ બધાં હિન્દ વિભાગનાં સ્ત્રીપુરૂષો એ જ પ્રમાણે કરે છે. વાસનાઓ છોડી ઇન્દ્રિયનિગ્રહ કરી, એમનો સ્વભાવ એવો વિચિત્ર થઈ ગયો છે કે મહાત્મા રેવડીયાના સિદ્ધાન્તો સ્વીકારતાં તેમને બહુ જ કચવાટ લાગે છે."

"હરકત નહિ! આખરે સુધર્યા વગર કયાં જવાના હતા? મારી કોફી એમના જુના જંગલીપણામાંથી બધાને બચાવવા જ જોઇએ." મેં ઉત્તર દીધો.

હવે શું વધારે કહું? અમે બહુ રખડ્યા, બહુ જોયું, અને બધે રેવડીયાપંથનો દિગ્વિજય દેખાયો. મારી છાતી વહેંત ઉંચી આવી. તેમાં એક બે દેખાવો ઘણા રસમય હોવાથી તે ચીતરી, મારી સ્વર્ગની મુસાફરીનું વર્ણન પુરૂં કરીશ.

મેં ભગવાન ચાણાકયને જોયા. મિ. રેવડીયાની શીખ પ્રમાણે તેઓ કાર્યદક્ષતા (efficiency) નો પાઠ કરતા દેખાયા; જે મહાત્મા સમસ્ત ઇતિહાસમાં મુત્સદ્દીના શિરોમણિ હતા, જેમણે એક જીંદગીભરમાં આખા ભરતખંડમાં મૌર્યની રાજસત્તા જમાવી હતી, તે પણ હાલના જમાનાની રીતે જ કાર્યદક્ષતા આવે છે એમ કબુલ કરતા જોયા. તેમણે મૃગચર્મ છોડી ખુરશી ટેબલ સ્વીકાર્યા હતાં, પણ પદ્માસનની ટેવ હોવાથી ખુરસી પર ચડી પદ્માસન વાળ્યું હતું; ધોતીયાથી કાર્યદક્ષતા ન આવવાથી તેમણે પાટલુન અને મોટા બૂટ પહેર્યા હતા; જટાથી રખેને બેદરકારી

પેસી જાય એમ માની તેનાપર ટૉપહૅટ ચઢાવી હતી! અહાહા! શું અમારા સિદ્ધાન્તોનો દિગ્વિજય! કારણ કે જ્યાં સુધી માણસ ખુરશીટેબલે બેસે નહિ, પાટલુનબૂટ પહેરે નહિ અને હૅટ માથે લગાવે નહિ ત્યાં સુધી કાર્યદક્ષતા અને મુત્સદ્દીપણું તેનામાં આવે નહિ. જો મહાત્મા ચાણાકયને આ બધી પહેલાં ખબર હોત તો જરૂર ભરતખંડને બદલે એશીયાખંડ પર મૌર્ય મહારાજોનો વાવટો ફરકત.

વળી એથી વધારે અસરકારક પ્રસંગ તો એક બીજે ઠેકાણે મળ્યો. મેં એક આઠદસ જણનું ટોળું જોયું.

"ભાઈ!" મારા સાથીને મેં પુછ્યું: "આ બધા કોણ છે? માત્ર આ અણીયાળી દહાડીવાળા ઓળખાય છે."

"હા! એ તો મુસ્લીમ ગૌરવનો ભંગ કરનાર મહારાજા શિવાજી. આ પેલા પાવડીએ ચડી હાથમાં કુહાડી લઇ ઉભા છે મહાવીર પરશુરામ; પેલા ગ્રીક સત્તાને તોડનાર પ્રતાપશાળી ચંદ્રગુપ્ત મૌર્ય, જેનો ડંકો દિગન્તે સંભળાતો હતો તે; પેલા ઝાડને અઢેલી ઉભા છે એ મહારાજાધિરાજ શ્રીહર્ષ."

"ઓહોહો! પણ આ પેલો સાધુડો આટલા જોસથી એમને શું કહી રહ્યો છે?"

"આ સાધુ જેવો મહાત્મા છે તે જડભરત. એ પહેલાં કાંઈ પણ જીવજન્તુ દુખાય નહિ માટે જમીન પર પગ મુકતાં પણ ડરતા હતા."

"એમ! તે હવે શું કહે છે?"

"તે આ યોદ્ધાઓને ભાષણ આપે છે."

"શા ઉપર?"

"આ ભરતે નવો પંથ સ્વીકાર્યો છે, અને તે આ બધાને કહે છે કે 'આર્યો બાયલા છે, કાયર છે, કારણકે તેઓ ભાજીપાલો ખાઇને રહે છે.' તે આ બધા વીરોને માંસાહારી થવાનું સૂચવે છે, કારણ કે તે વગર શૌર્ય અને હિંમત આવે નહિ." હું સમજ્યો.

"એમ ! સાબાશ મારા રેવડીયા ! શું તમારી સ્તુતિ કરૂં ?" કહી હું રવાના થયો.

આગળ મેં ભગવાન બુદ્ધને જોયા. તેવણ સુધર્યા હતા, અને એક માંદા માણસને કહેતા હતા કે "ભોગ તું માંદો થયો તે. વિશ્વ–નિયમ પ્રમાણે લાયક માણસ જ જીવે. દુનિયામાં રસાકસી જોઇએ, મારામારી જોઇએ, અને નબળાં હોય તેના ભોગ." મને ડાર્વિન સાંભર્યો અને ભગવાન બુધ્ધે આ શબ્દો મિ. રેવડીયા પાસેજ સાંભળ્યા હોય એમ ચોક્કસ લાગ્યું.

એમ ફરતાં ફરતાં છેલ્લો અનુભવ ઘણો જ નમુનાલાયક હતો, અને હાલના જમાનાના સિધ્ધાન્તો સ્વર્ગ લોકમાં કેવા પ્રસરી ગયા છે તેની ખાત્રી આપતો હતો.

એક નબળો માણસ ભોંય પડયો હતો; એક વલ્કલ પહેરેલી સુંદર યુવાન સ્ત્રી પગમાં ઉંચી એડીના બુટ પહેરી, નાકે ચશ્મા ચઢાવી પાસે ગુસ્સામાં ઉભી હતી.

"સતી ! મારો જીવ જવા બેઠો છે. મને જરા પાણી આપો," મહામહેનતે શ્વાસ લેતાં પુરૂષે કહ્યું.

"મરવા પડયા તોયે જંપતા નથી ! સત્યવાન ! તમે માંદા હતા; તો પરણ્યા શા માટે ? તમારામાં મારૂં પુરૂં કરવાની શક્તિ નહોતી તો શું કામ મોકલ્યો હતો નારદને માગું કરવા ? તમારા જેવાને બૈરીનો અધિકાર શો ?" હાથ પર હાથ પછાડી સાવિત્રીએ કહ્યું.

"સાવિત્રી ! જે થયું તે થયું." મરણની અણી પર આવી રહેલા સત્યવાને કરગરતાં કહ્યું: "પણ જરા તો મહેરબાની કર. તું કહે તે હવે કરૂં. ગમે તેવો પણ હું પતિ."

"તેમાં શું ? હું કાંઇ ગુલામ નથી ? તમારે માટે મારી જીંદગી બગાડવાનો તમને શું હક હતો ! ઠીક, લ્યો પાણી આપું, પણ તમારી જે મિલ્કત હોય તેનું મારા લાભમાં વિલ કરી આપો."

"આ તેનો વખત છે? પેલાં ધનની ચિન્તા! અરેરે! આ વખતે આ શું કહે છે!" સત્યવાને કહ્યું.

એટલામાં યમરાજ આવ્યા, સત્યવાનને પકડયો. સાવિત્રીએ સત્યવાનનો પગ પકડયો.

"બાઈ, બાઈ," યમરાજે કહ્યું: "આ શું કરે છે? આમ મરતા માણસને ખેંચે છે! શું કામ પગ છોડતી નથી? તારા પતિનું મૃત્યુ આવી લાગ્યું છે."

"જવા કેમ દઉં? કયારની કહું છું પણ એ માનતા નથી. જ્યાં સુધી મારા લાભમાં એ વિલ નહિ કરે ત્યાં સુધી નહિ છોડું. એનો પગ પકડી હું આવવાની."

"પણ તારે બીજું કાંઇ જોઇએ તો માગ, હું આપું. પણ આને છોડ. મારે ઉતાવળ છે."

"ઠીક! ત્યારે એક બીજો વધારે સુન્દર અને સશકત પતિ..."

* * * *

એક પળમાં યમરાજ અંતર્ધાન થયા; સત્યવાન અને સાવિત્રી અદૃષ્ય થયાં; મારા ઓરડામાં પથારીમાં હું પડયો હતો. હું ઝબકીને જાગ્યો. સ્વર્ગ ગયું, સદ્ગત મહાત્માઓ ગયા, છતાં હું હરખાયો. રેવડીયા પંથનો જયજયકાર ચાર દિશામાં ફેલાયો હતો. મિ. રેવડીયા જેવા સપુતો પૂર્વજો કરતાં સુધરતા જતા હતા.

# મારા બચાવમાં.

કોણ જાણે મારો જન્મ થયો તે વખતે મારાં માબાપ કોઈ કારણથી ત્રાસતાં હોય–કે કાં તો ગ્રહ, નક્ષત્ર અને રાશી, ઉપર કોઇ દાનવનો કોપ થતાં તે ધ્રૂજતાં હોય–કે અજ્ઞાન દાઇએણે ઉતાવળમાં મારી ખોપરીમાં આગળ આવી રહેલું હિંમત અને મર્દાઇનું હાડકું દાબી નાખ્યું હોય; ગમે તે કારણ હોય પણ મારા જેવો, જેના સ્વભાવમાં હિંમત જેવી વસ્તુ બીલકુલ જ નહિ હોય એવો નર આખા ભૂતળમાં ભાળવો અઘરો પડશે.

મારી મા જો સાચું કહેતી હોય તો બાળપણમાં મારા જેવો શાન્ત છોકરો બીજો એકે નહોતો, અને હું રડતો તો માત્ર એકલો હોઉં ત્યારે જ. મને રડવાની હોંશ તો ઘણીએ થતી હશે, અને તે એકલો એકલો પુરી પાડવા પ્રયત્ન કરતો પણ હોઇશ, પણ કોઇ આવે એટલે મારા હાંજા ગગડે અને જીભ તાળવે ચોંટી જાય. પછી રડાય તે કેમ ?

હું નીશાળમાં પણ શાંત અને આશાસ્પદ છોકરો ગણાતો. છોકરાઓની બ્હીકથી નવ વાગ્યામાં બધાંના પહેલો જાઉં; ઘણી વખત તો નીશાળના ફરાસે તે વખતે બારણાંએ ન ઉઘાડ્યાં હોય. પણ તેની હરકત નહિ. રસ્તે કોઈ ઓળખીતો મળે તો નહિ ? નિશાળમાં પણ રખેને માસ્તર મારૂં નામ દે તેની બ્હીકે હું તૈયાર રહું ને ઉપલો નંબર રાખું, અને સાંજના બધા છોકરા જાય ત્યાર પછી કલાકે ઘેર જવા પાછો નીકળું. કાંઇ બધા છોકરાઓની સાથે જવાય ? એ વિચાર આવતાં મને કંપારી થઈ આવતી.

એક દિવસ મારા બાર વાગી ગયા. હું પહેલે નંબરે આવ્યો એટલે શીરસ્તા મુજબ મૉનિટર બન્યો ! હું મૉનિટર ! મારાં ગાત્રે ગાત્ર છુટવા લાગ્યાં, તાવ ભરાવાની તૈયારી થઈ, મહામુશ્કેલીએ હું ઘેર નાઠો, ને માંદાનું બહાનું કહાડી સુતો. હવે શું થશે–આખું અઠવાડીયું કેમ કલાસમાં જવાશે–બીજા છોકરાઓ સાથે કેમ બોલાશે; આ બધા વિચાર

કરતાં આખી રાત ગઈ. સવારે ઉજાગરાનો ખરેખરો તાવ આવ્યો. કેમ કરતાં પાંચ દિવસ પુરા થયા, અને ત્યારથી હંમેશાં એક બે છોકરા કરતાં ઓછા જ માર્ક આવે એવી વેત્રણ કર્યા કરતો.

મેં કૉલેજ જેમ તેમ વટાવી અને નોકરી લીધી; અને બને ત્યાં સુધી કોઇની જોડે સમાગમમાં ના જ અવાય એવો લાગ શોધ્યો. અમારી ઓફીસમાં જુના કાગળીયાંના કોઠાર માટે એક ખાસ કારકુન હતો. બસ, તેને તો એક મોટા ઓરડામાં બેસી જ રહેવાનું; બહુ બહુ તો વળી એકાદો ઉંદર આવે—પણ વીશ પચ્ચીસ કારકુનોના લશ્કર કરતાં તો સારો. તે કારકુન મરી ગયો કે આપણે તો છાનામાના એક કાગળ અમારા ઉપરી સાહેબને લખ્યો અને રાત પડી કે જનરલ પોસ્ટ ઑફિસમાં જઇને નાંખી આવ્યા. મારા સાહેબની મારા પર ઘણી મહેરબાની છે. તે મારી વાત જાણી ગયા હતા, એટલે તરત મને ત્યાં નીમ્યો. દશ રૂપીઆ પગાર ઓછો તો ઓછો પણ કોઇની બ્હીક તો નહિ.

એક તો આ મુંબાઈથી હું થાકયો. પહેલાં તો મને ભોંયતળીયે રહેવાનું મન થતું. ઉપલે માળે રહીએ ને ધારો કે આગ જ લાગી વચલે માળે. તમે તો ઉપર આકાશમાં જ રહો કે? ધારો કે દાદર સાંકડો હોય ને તમે વીશ જણ રહેતા હો તો બધાંજ સામટા ઉતરવા લાગો, ત્યાં તમારો પતો કયાં? એ તે શું કહેવાય? એના કરતાં વાત જ છોડવી! પણ નીચલે માળે હું રહ્યો ત્યાં બીજી પીડા જાગી. પહેલે જ દિવસે એક કોઈ મળ્યો. હું તે વખતે મારી ઓરડીનુ બારણું ખોલતો હતો. "કેમ ભાઇ! આજે આવ્યા?" તેણે પુછ્યું. મારા હાથ ધ્રુજી ઉઠયા. કેમ કેમ કરૂં પણ તાળામાં કુંચી ન ફરે. પેલો વળી કાંઇ સખણો રહે? "કયા ગામના છો?" હું તો એવો ગભરાયો કે જેવું તાળું ઉઘડયું કે અંદર કુદ્યો ને એકદમ બારણું વાસી દીધું. અંદર જઈ હું બેસી ગયો. મારે શરીરે પરસેવો પરસેવો વળી ગયો હતો.

એણે મને કેમ પુછ્યું? એ છુપી પોલિસ તો નહિ હોય? વખત છે ને મારૂં નામ કોઇ કાવત્રામાં તો નહિ આવ્યું હોય? પછી બે ત્રણ કલાક

હું બેસી રહ્યો—બારણું જરાક ઉઘાડવું—આમ તેમ જોયું; ને ત્યાં કોઇ ન દીઠું એટલે ઝપાટાબંધ તાળું મારતો ને નાઠો. થોડે દિવસે મને સમજ પડી કે કેટલાક લોકોને વગર જાણે પીછાણે કેદ જ કરવાની ટેવ હોય છે. તે કાંઇ મને પાલવે? મેં બહુ વિચાર કર્યો. કોઇ કાતરીયામાં જાઉં તો એકાન્ત મળે, પણ ત્યારે ઉપર બતાવેલો ભય નડે તેનું કેમ? આખરે નિશ્ચય કર્યો કે ભલે જે થવાનું હોય તે થાય; પણ આ બધા વાતો કરવા આવે તે કેમ સહેવાય? મને તો રોજ ટાઢીયો આવે છે.

મેં તરત નોટિસ આપી ને હાલ રહું છું ત્યાં પાંચમે માળે એક કાતરીયું રાખ્યું. હવે મને નીરાંત થઈ! તેમાં અમારી ચાલની ખુબી છે. નીચે વખાર—ઉપલે બે માળે પેઢીઓ—ત્રીજા માળવાળો પર-દેશી છે તે વરસમાં ત્રણ ચાર દહાડા આવે છે ને જાય છે—અને ચોથે માળે કોઇ રહે છે તેના ઘરમાં બે જણ ગાંડા છે એટલે તેમની પંચાત કરવામાં કોઇને મારી સામું જોવાની ફુરસદ જ નથી મળતી. આ આટલી મુંબઈની ખુબી! આવી નીરાંત પણ અહિયાં જ મળે. એક પીડા માત્ર આ શહેરના રસ્તા આપે છે. ટ્રામવાળે રસ્તે જવાય જ નહિ. વખત છે ને વિજળીનો તાર તુટે; કે મોટર ને ટ્રામ અથડાય. તેમાં મોટરો! જાણે તેના હાંકનારને સરકારે ખુન કરવાનો પરવાનો આપ્યો હોય તેમ આડું જોયા વગર તે તો હાંકયો જ જવાનો. મને તો કોઇ મોટર શબ્દ બોલે કે રૂવાં ઉભાં થઇ જાય; તેનું શીંગડું ફુંકાય કે મારા સાથે સાથે ઘુટણ અથડાઇ પડે છે. એટલે આપણે નિયમ જ કર્યો છે કે જરા તેનો અવાજ થયો કે છેક એક બાજુની ભીંત પાસે ઉભા રહીને આંખો મીચી દેવી. આથી જરા રસ્તા પર જતાં વાર થાય, પણ એ તો અડધો કલાક વહેલા નીકળીએ. એમાં ગયું શું? ઑફિસ જવું હોય તો હું તો એકદમ બહારની ચોપાટીએથી જ જાઉં. જરા તડકો તો લાગે; પણ કશો ડર તો નહિ. અને આવતી વખતે બેલાર્ડ પીઅર થઇને બહારને રસ્તે આવવું કે કોઈ ઓળખીતું પાળખીતું મળે જ નહિ.

કોઈ એમ ન સમજશો કે હું કાંઈ કમઅકકલ છું. હું જાણું છું કે હું બ્હીકણુ છું ને હું ખાત્રીપૂર્વક માનું છું કે જ્યાં સુધી મારા જેવા મતના અને સ્વભાવના માણુસો દુનિયામાં વધે નહિ ત્યાં સુધી કદી સુખ થવાનું નથી. હું એમ પણુ માનું છું કે આપણા આર્યઋષિમુનિઓ જંગલમાં જતા, અહિંસા વિ૦ વિ૦ શીખવતા હતા તેનો આખર ઉદ્દેશ પણુ એ જ હતો. અત્યારે જુવોની મારા જેવા વધારે નથી તેમાં સરકારને કેટલા કાયદા કરવા પડે છે? આ વિષય ઉપર મેં એક પુસ્તક લખવા માંડયું છે. છપાઇને બહાર પડશે ત્યારે આ સિદ્ધાન્તો ઉપર બહુ અજવાળું પડશે એવી મારી ખાત્રી છે.

તેમ એમ પણુ કોઈ ભુલ ન ખાશો કે હું કોઇ સાધારણુ બીકણુ છું. આજે કેટલાં કેટલાં વર્ષોના અભ્યાસથી હું ઘણી ઉંચી ભૂમિકા પર ચઢી ગયો છું અને ચઢતો જાઉં છું. હવે આ વિષય પર છું ત્યારે એનો બહોળો પ્રસાર, સંશોધન અને અભ્યાસ થાય માટે કેટલાક વિચારો દર્શાવું છું. મારા વિચારોની મેં છુટી છવાઈ નોંધ કરી રાખેલી છે; અને ઉપર કહેલું ઘણું જ જરૂરી પુસ્તક પુરૂં થાય કે આ બીજો વિષય હાથ લેવાને હું ઇચ્છું છું.

૧. અધમમાં અધમ ભૂમિકાના અધિકારીઓ તે જે કશાથી ડરતા નથી, જાનવર જેવા ગમે ત્યાં રખડે તે. આફ્રિકામાં જવું હોય, ઉત્તર ધ્રુવ પહોંચવું હોય, મંગળના ગ્રહમાં જવું હોય ત્યારે આ પંકિતના માણુસો એકદમ આગળ નીકળે છે. લોકો આવાને વખાણે છે; હું ધિકકારૂં છું. કવિત્વશકિત, કલ્પનાશક્તિ, ચિતરવાની શકિતની માફક બીક અનુભવવાની શકિત પણુ ઇશ્વરપ્રેરિત છે. તે કારણુથી માણુસ વધારે સૂક્ષ્મ, રસિક અને કાંઈક અવનવા અનુભવો ભોગવી શકે છે. જેનામાં શકિત નથી, તે જડ છે–" साक्षात् पशुः पुच्छविषाणहीनः" છે.

૨. અધમ બીકણુ: જે વિનાશક વસ્તુ જેવી કે વાઘ, સિંહ, રેલ, અગ્નિ વિગેરેથી ડરે તે.

૩. મધ્યમ બીકણ; જે વસ્તુસ્થિતિ વિનાશક બની જાય તે પહેલાંથી વિનાશક થઈ જ ગઈ છે એમ માની બેસી તે પ્રમાણે વર્તનાર. દાખલા તરીકે ચુંક થતાં મૃત્યુ થશે એમ ધારી વિલ કરવા જાય તે.

૪. બીકણ: જેટલી બને તેટલી વસ્તુથી—દાખલા તરીકે, ભુત ગડગડાટ, વીજળીથી બીહે તે.

૫. ઉત્તમ બીકણ: પોતાને બીવાનું કારણ મળ્યા વિના બીહે તે.

૬. શ્રેષ્ઠ બીકણ: કારણની જરૂર નહિ એટલું જ નહિ પણ જે કારણ અકલ્પ્ય હોય તેનાથી પણ બીહે. આ ભૂમિકા ઉત્તમોત્તમ છે, અને મારા માનવા પ્રમાણે નિર્વિકલ્પ સમાધિ જોડે ઘણો ગાઢ સંબંધ ધરાવે છે. આ ચોક્કસ કરવા આવતે વર્ષે હું પતંજલીનું યોગદર્શન વાંચવાનો છું. અને આ સ્થિતિ શેકસપીઅર જેવાની કવિત્વશકિતને કાંઈક મળતી છે એમ મારી ખાત્રી છે. આ ભૂમિકાએ હું તો પહોંચ્યો છું એ કહેવાની ખાસ જરૂર નહિ રહી હોય.

મારે હવે વધારે કહેવું ન જોઇએ. માત્ર બે ચાર નમુના, મારી પોતાની ઉંચી અને અભ્યાસથી તીવ્ર થયેલી બીક અનુભવવાની બુદ્ધિના આપ્યા વિના ચાલે એમ નથી. આથી ભવિષ્યમાં મારે પગલે ચાલતા કોઈ ઉત્સાહી બીકણને ખબર પડે કે તે કેટલી ડીગ્રી આ હોશિયારીમાં આગળ વધ્યો છે.

ત્રણ વર્ષપર એક પ્રસંગ બન્યો. મારાં ધણીયાણીની તબીયત દિન પ્રતિદિન સુધરી હૃષ્ટપુષ્ટ થઈ. હું પરણ્યો, મારી અર્ધાંગના જોડે કેવી રીતે પરિચય થયો એ વિષય એટલો વિશાળ છે, દરેક પ્રસંગ એવા ગંભીર, રસમય, ભયંકર છે કે તેને માટે એક પુસ્તક જોઇએ. અને એ બધા પ્રસંગો નાનપણમાં થઈ ગયા હોવાથી હવે તેના પર ઘણા યે થર ચડયા છે. પણ ત્રણ વર્ષ પર મારી ધણીયાણી ફાલ્યાં, તેમનાથી શરીર ઉંચકવું પણ કઠણ થયું. હું ગભરાયો—કાંઈ ગંભીર રોગ તો નહિ હોય? ડાકટરને ત્યાં જવા તેમને વિનવ્યાં પણ તે એકનાં બે થાય નહિ. તેમ તેમ હું ઘણો ગભરાયો. મેં કોઇ ઠેકાણે વાંચ્યું હતું કે સ્ત્રીઓ પોતાના

રોગ છુપાવવા ડાકટર પાસે જતી નથી. મને ચોક્કસ ખાત્રી થઇ કે ઘણો ભયંકર રોગ હોવો જોઇએ. મારાં ઘરવાળાંનો રંગ વધારે લાલ થતો ગયો—હડપચી બેની ત્રણ થઈ જશે કે શું એવું લાગ્યું. અતિશય ચરબીથી હૃદય અટકી જાય છે તે યાદ આવ્યું—યાદ આવતાં કંપારી છુટી—કંપારી છુટતાં વેચાતી ચોપડી લઈ આવી મહીના સુધી રોગોની ચિકિત્સાનો અભ્યાસ કર્યો. અર્ધાંગના તો ચોવડાંગી થવા લાગ્યાં. મને તેનું મૃત્યુ પાસે આવતું જણાયું. રાતદિવસ મને ઉંઘ આવે નહિ. તે મરી જશે તો શી સામગ્રીઓ જોઇશે તેનો હું વિચાર કરવા બેઠો. ન્યાતના લોકો તેરમું વર્ષી કરવાનું કહે તો કરવું કે કેમ તેનો સંશય ઉઠ્યો. સગાંવ્હાલાં બીજી સ્ત્રી કરવાનું કહે તો શો જવાબ દેવો તે ખોળવા મંડ્યો. મારી ડોકીને બીજી પરણાવે તો તે કેવા પ્રકારની નીવડશે તે ચોક્કસ કરવા બેઠો. આ બધા વિચારે મને ગભરાવ્યો, અકળાવ્યો, દિવસોના દિવસો સુધી એકલા ત્રાસતાં મેં ફર્યા કર્યું; ચિન્તાએ તાવ આણ્યો; તાવથી રજા લેવાની જરૂર જણાઇ; તે ઉપરથી ઉપરીએ જાંસા તોડયા. ત્યારે પેલો ડર ગયો.

બીજી એક વખત હું એક સભાગૃહ આગળથી જતો હતો. વક્તા બોલતો હતો: "દરેક માણસે હિંમત રાખવી જોઇએ, હિંમતવાન થવું જોઈએ," મારે કાને એ શબ્દો અથડાયા—અને જાણે વિજળી પડી હોય એમ હું ચમકયો. દરેક માણસ હિંમતવાન એટલે શું? સરકારે આવા ભયંકર ખુનખાર અભિપ્રાયો સખ્તાઈથી દબાવી દેવા જોઈએ. બધા હિંમતવાન! પછી મારૂં શું? મારા જેવાઓનું શું? અમારી તીવ્ર થયેલી સંસ્કારી બીકણ વૃત્તિનું શું? આ વિચારો આવતાં મને લાગ્યું કે આવા ભાષણકારોથી દુનિયા ત્રાસે છે. તેમને અટકાવવા કાંઇ કરવું જોઇએ. પણ શું? મારે શું કરવું? મને વિચાર થયો. ભાષણ કરૂં? હાય હાય તે કેમ થાય? કાંઈ લખું? મારો નિશ્ચય રદ થયો. હિંમત સામો વિગ્રહ આરંભું? પણ પછી? પીનલકોડ યાદ આવ્યો. બદનક્ષીનો કાયદો—નુકશા-નીનો દાવો—હાઈકોર્ટ—સોલિસિટર—બારિસ્ટર—કાયદાકાનુનોની ઝપાઝપી અ

બધું મારા લેખમાંથી નીકળે તો ! ત્રણ દિવસ હું ગભરાયો—ગભરાઇને એક વકિલ મિત્રને ત્યાં ગયો અને ચોપડીઓ લઈ આવ્યો; એ વિષયના કાયદાનો અભ્યાસ કર્યો; બીજા સંશય થયા—અને ડરવા લાગ્યો. આમ એક લખ્યું, છેકયું, ફરી લખ્યું; છેકતાં અને લખતાં અગીયાર વર્ષ ગયાં, પાંચ ગીની ખરચી ઍડવોકેટ જનરલનો અભિપ્રાય લેવાનો વિચાર થયો. આખરે મારો લેખ મેં લખ્યો.

*　　　*　　　*

મારાં બારણાં કોણ ઠોકે છે ? રખેને પોલિસ વારંટ લઇને તો નહિ આવી હોય કે આ શું લખે છે. એ એમ નહિ હશે તો જરૂર આ મારો બચાવ બહાર પાડીશ.

---

# સ્મરણદેશની સુન્દરી.



જનકવિદેહીએ ઋષિ અષ્ટાવક્રને પુછ્યું કે "આ ખરૂં કે તે ખરૂં?" ઋષિએ જવાબ દીધો "બન્ને ખોટાં." શું ઋષિ ખોટા નહિ હોય? તત્વ જ્ઞાનની વિકટ ઝાડીમાં રસ્તો ભુલી, ભ્રમણામાં તો આ જવાબ નહિ દીધો હોય? બન્ને ખરાં શા માટે ન હોયઃ ખરી કહેવાતી સૃષ્ટિ, અને ખોટી મનાતી સ્વપ્નની કે કલ્પનાની સૃષ્ટિ? મીરાંબાઈને મન શું ખરૂં? પ્રભાવશાલી ચિત્તોડનો પથ્થરનો ગઢ કે કલ્પનાસૃષ્ટિનું વૈકુંઠ–હજાર વીરનો નેતા રાણો કુંભો કે મનમાં જ કલ્પેલો નટવર ગીરધારી? સ્મૃતિપૂજક, વિયોગી, પ્રેમના સંન્યાસીને મન શું ખરૂં–વર્ષો પહેલાં એક નજીવી પળે લીધેલું એક નાનકડું ચુંબન કે પચાસ વર્ષ સાથે રાખેલી, ન છુટકે સ્વીકારેલી, સ્થૂલ દેહની સહધર્મચારિણી? મીરાંબાઇએ તો વૈકુંઠ વિહરવા ચિત્તોડ ત્યાગ્યું; પ્રેમયોગીઓએ તે ચુંબન યાદ રાખવા સંસાર સુખ નિરસ ગણ્યાં. કોણ કહેશે કે બન્ને સૃષ્ટિઓમાં, કઇ ખરી અને કઇ ખોટી?

* * *

મુંબઇનો વરસાદ રૂપગર્વિતા લડાવેલી પ્રિયતમા કરતાં યે બુરો છે. આકાશમાં ચાંદની ચમકતી હોય, અને 'આ પાછો આવું છું' કહી છત્રી વગર બહાર જવાની તમે હિંમત કરી કે બીજી પળે ગોવર્ધન પર્વતની જરૂર પડે એવો મુશળધાર વરસાદ પડે. વાદળાંના ગંભીર ગર્જનથી ડરતાં ડરતાં ઓવર કોટ પહેરી, હાથમાં છત્રી લઈ સાત દહાડા ફર્યાજ કરો, પણ છાની ન રહે ગર્જના કે ન પડે એક પાણીનો છાંટો.

એક વખત હું નાટક જોવા ગયો ત્યારે મુંબાઇના આકાશને આવો એક મચકો કરવાનું મન થયું. એક વાગે નાટકશાળામાંથી બહાર પડતાં આકાશ શાન્ત, રૂપેરી લાગ્યું, અને મારા ગજવામાં પૈસાનો સદાયે ઓટ રહેતો હોવાથી મારી ઓરડી સુધી ચાલી નાખવાનું જ મેં પસંદ કર્યું. પણ ગિરગામ પોસ્ટ ઑફીસ પહોંચ્યો ન પહોંચ્યો અને વાદળ તુટી પડયું; જાણે બીજી

સવારે પ્રલય થવાનો છે એવો કાંઈક ભાસ લાગવા માંડયો. અત્યારે, ક્યાં જવું કેમ બેસવું તેનો કાંઈ રસ્તો સુજ્યો નહિ; છત્રીમાંથી આવતી ધારાઓએ મારા માથા પર, મારાં કપડાંપર રૂદ્રી કરવા માંડી. મારા કોટની અંદરનું ખમીસ પણ પલળી ગયું છે એમ મારા શરીરે અંદરથી સાક્ષી પુરવા માંડી. ન છુટકે ઘણીજ અડગવૃત્તિ ધારણ કરી, હું ઝપાટાબંધ નીચું માથું ઘાલી આગળ ચાલ્યો.

થોડેક આગળ ચાલતાં એકદમ મારી ગતિ રોકાઇ; મારો હાથ કોઇએ પકડયો. મારા હાથમાંથી છત્રી વાંકી થઈ ગઇ અને વરસાદના ઝપાટાએ મને આંધળો બનાવી નાંખ્યો. હું ચમકયો. આ અન્તરાયનું કારણ શું હશે તે હું સમજ્યો નહિ. પછી જલબિન્દુના પડદામાંથી મેં નજર નાંખી દૂર આવેલા ફાનસના અજવાળે કાંઈક પ્રકાશ આપ્યો. કોણે મારો હાથ ઝાલ્યો હતો તે જોતાં મારા હોસકોસ ઉડી ગયા—મેઘ મહારાજાની ભયંકર મહેર ચોમેર પ્રસરતી હતી તે વિસરી ગયો. એક સ્ત્રીએ મારો હાથ પકડયો હતો. હું ધ્રુજી ઉઠયો.

વરસાદનાં ટીપાં અને દીવાના અજવાળાથી પ્રગટેલા સ્વપ્નાના વાતાવરણ સરખા આછા, મીઠા, કંપતા પ્રકાશમાં, મેં એક સુંદરી—બાલિકા જોઇ. મેં તેને જોઇ ન જોઈ અને તેનું અપૂર્વ સૌન્દર્ય મારા મનમાં સદાને માટે વસી ગયું. તેના વદન પર વિધિએ અપૂર્વ છટાથી સુકુમારતાની રેખાઓ પાડી હતી; તેની દયામણી, બીધેલી, આંસુભરી આંખોની કામણગારી કમાનો, જાણે તુટવાની તૈયારી કરતી હોય તેમ ધ્રુજી રહી હતી; ત્રાસથી તેના હોઠ ફીક્કા પડી ગયા હતા; અનેક ઉમળકાઓના ઉછાળાટથી ધબકતું મુખ—રૂપના અંબારથી ઓપતું છતાં નિરાશા અને ભયથી વ્હીલું મુખ ન કહી શકાય, ન લખી શકાય એવી દીનતાથી મારી સામું જોઈ રહ્યું હતું, મને કરગરતું હતું. શરપાતના ત્રાસથી નાસતી હરણીની મરણ અણીએ જેવી મુખમુદ્રા હોય તેવી આ બાલિકાની હતી. એક પળમાં આ બધું મેં જોયું.

હું સ્વાર્થી હતો. તે પળે હું વિચાર મારો પોતાનો કરતો હતો. અત્યારે

મારો હાથ ઝાલનાર સ્ત્રીથી હું કેમ છુટું? દુનિયાના પાખંડથી પરિચિત મને કાંઇ કાંઇ શંકાઓ ઉભી થઈ.

વરસાદના ઝપાટાથી, દુઃખના આવેગથી તેના કરપલ્લવો કાંપતા હતા. "ભાઈ! ભાઈ! મને લઈ જાઓ. તમારે પગે પડું! આ બધા મારી નાંખશે. ઓ ભાઈ! પ્રભુ તમને સુખી કરશે." સ્વરમાં વીણા વાગતી હતી, પણ ભાંગી જતી વીણાના બેસુરા થઈ જતા સુરોનો પડઘો હતો.

મેં શંકાઓ દૂર કરી ફરી તેની સામું જોયું; કારણ સમજ્યા વિના તેની દુઃખી અવસ્થાનું કાંઇ ભાન થયું.

"બહેન! શું દુઃખ છે?"

"પછી કહીશ! હમણાં કોઈ આવશે" ઉતાવળે સ્વરે તેણે કહ્યું. "મને પાછી લઇ જશે, મને લઇ જાઓ મને બચાવો" તેણે બ્હીતાં બ્હીતાં પાછળ જોયું. કોઇ પાછળ આવી લાગે તેનો ધાક તેના મોઢા પર સ્પષ્ટ જણાતો હતો.

મેં પણ નિરાધાર થઇ તેણે જોયું તે દિશામાં જોયું. દુઃખની મારી અબલાને લઇ જઇ હું ક્યાં રાખું? તેની શી અવસ્થા, શો ઇતિહાસ હશે તે કોને ખબર? બીજે દિવસે પોલિસ કોર્ટમાં સ્ત્રીસંગ્રહણ માટે ઉભા રહેવું પડે તેનો શો ઉપાય? અસલના વીરોની હિંમત મારામાં નહોતી; તેમની દુઃખ દારવાની અડગ વૃત્તિનો અંશ મારામાં નહોતો; આ સુધરેલા જમાનાનો સ્વાર્થી બીકણ જન્તુ હું તો હતો. સામી અબલા હતી, તેવો હું બલહીન હતો.

વરસાદે દેમાર પડ્યા જ કર્યું. પાંચ પળ દશ પળ થઈ ગઈ. મેં મહામુશ્કેલીએ કહ્યું "આમ આવો."

"અરે ભાઇ! શું વિચારો છો? મારો જીવ જશે. જરા દયા છે કે નહિ?" હું અધમ, પાપી, બાયલો હતો; તેવાજ નિરાધાર સ્વરે પુછ્યું: "ક્યાં લઈ જાઉં?"

હું ગભરાઇ ગયો હતો. હું શું બોલું છું તેનું પણ મને ભાન નહોતું. આમ પાંચ કીંમતી મિનિટો ગઇ.

"ક્યાં શું ? ગમે ત્યાં" કહી ગભરાયેલી નજરથી પાછળ જોયું. તેની આંખમાં ભય વધ્યો, તેણે મારો હાથ છોડયો, પાછળથી કોઈ દોડતું આવતું હોય એવો અવાજ સંભળાયો. મને કાંઈ પણ શુધ કે સાન રહી નહિ.

બાલિકા મારો હાથ છોડી દોડી; કીચડમાં તેનો પગ સરકયો; તે પડી ગઈ. પાછળથી કછોટો મારી, હાથમાં ડાંગ લઈ એક પુરૂષ દોડતો આવ્યો. હું કાંઈ પણ કહું તે પહેલાં પડેલી નિરાધાર બાલિકા પર જોયા વગર તેણે એક ફટકો માર્યો. બાલિકાની ચીસે મારા કાન ચીરાઈ ગયા.

"અરે-રે—" કહી હું હિંમતહીન, વખત વીત્યા પછી હિંમત ધરી આગળ આવ્યો. "ચાલ, તું તારે રસ્તે જા. ધણી ધણીયાણીની વાતમાં તારે શી પંચાત ?" કહી પેલા યમદૂતે લાકડી હાથમાં ફેરવી.

જાણે તેના શબ્દોમાં શ્રુતિ વાક્ય સમાયું હોય તેમ મેં માથું નીચું કર્યું, અને ગભરાતો ગભરાતો, રખેને આમાં શું મારા બાર વાગી જશે એમ ડરતો હું ત્યાંથી નાઠો. જતાં જતાં હું તે પડેલી બાલિકાની સામું જોઈ શકયો નહિ.

હું પચાસ ડગલાં ચાલ્યો અને ઉભો રહ્યો. મારી અધમતાનો મને ખ્યાલ આવ્યો. માણુસાઇની પરિક્ષામાં હું નકામો નિવડયો હતો. તે બાલિકાનું મુખ, તેનું ત્યાંથી પડેલું શરીર મારી આંખ આગળ રમી રહ્યું. મેં પાછળ જોવા પ્રયત્ન કર્યો, પણ વરસાદની ધારાઓના પટને લીધે કાંઈ દેખાયું નહિ. પાછા જવાની ઇચ્છા થઇ; હીચકારા હૈયાએ તે ઇચ્છા પરિપૂર્ણ થવા દીધી નહિ. હું કાંઈ આજકાલના સામાન્ય મનુષ્યોથી ઉતરતી હિંમતનો નથી; પણ હિંમત કરી ગમે તેવા દુઃખમાં છતાં અજાણી, બાલાને તેના ધણીની પાસેથી પોતાને ઘેર કોણ લઈ આવે ? આધુનિક જમાનો, આધુનિક કેળવણી એમ કરવા દે એવું મને લાગતું નથી. આપણે ડાહ્યા વધારે થતા જઇએ છિએ.

હું ઘેર પહોંચ્યો, પણ પળવાર ઉંઘ્યો નહિ. તે નિરાધાર બાલાનું મુખ મને આખો વખત દેખાયા કરતું, દરેક પળે દયામણી રીતે તે મને પુછી રહી હતી: "દયા છે કે નહિ ?" હું નાસી આવ્યો તે માટે મેં

મારી જાતને હજાર ધિક્કાર દીધા; મારા હીચકારાપણાએ કરેલી અવધિ સાલવા લાગી, સવાર પડી કે હું ઘરમાં રહી શક્યો નહિ. સૂર્યોદય થતાં રાતનાં સ્મરણો સ્વપ્ના જેવાં લાગ્યાં. હું ભૂલેશ્વર આગળ ગયો. જે જગ્યાએ હું ઉભો હતો, જે જગ્યાપર તે બાલા પડી હતી તેને યાદ કરવા લાગ્યો. શું આ અનુભવ ખરો હતો કે મનની ભ્રમણા ? ના, ભ્રમણા કેમ હોય ? દિવસ છતાં, લોકોની ભરચક અવરજવર છતાં, એક રસીલું પણ દુઃખથી ત્રાસેલું મુખ મારી નજર આગળ દેખાતું હતું. કોઈ મરવા પડેલી કોકિલાને સ્વરે પુછ્યું. " દયા છે કે નહિ ? " એક કારમી ચીસ મારા કાનમાં સંભળાયા કરતી હતી.

મેં આજુબાજુ જોયું. એક ગંજાવર ચાલમાંથી તે નીકળી હતી. તેમાં જઈ કેવી રીતે પુછું ? અચાનક કાંઈ મેળાપ થશે એમ ધારી હું ઉંચે નીચે જોઇ રહ્યો. ઉપર જઈ શું કરૂં ? ખિન્ન હૃદયે હું પાછો આવ્યો.

મારી ભ્રમણા વધવા લાગી. એ મુખ, એ પ્રશ્ન, એ ચીસ સદાએ મારા મનમાં રમી રહ્યાં. મારો ધંધો કરતાં પળેપળ એ ચીસ સંભળાતી, જરા શાંતિ થતાં તે પ્રશ્ન કાનમાં અથડાતો, ગમે તેની વાત કરતો હોઉં ત્યાં તે મુખ આડે આવતું. સવાર, બપોર, સાંજ, કોઈક વખત તો મધરાત્રે જાણે અજાણે પગ ભુલેશ્વર તરફ જતા; તેજ અણુવિસરેલે ઠામે થોભતા અને તે રાત્રે ભજવાયેલો ખેલ પાછો ફરીથી ભજવાતો; અને નીસાસો નાખી અધમતામાં ડુબી મારા કાયરપણાપર ફીટકાર કરતો હું પાછો આવતો. મારી ઉંઘ ગઈ; મારાં શાન્તિ, સ્વાસ્થ્ય, સુખ ગયાં; તેને બદલે રહ્યાં એક મુખ, એક પ્રશ્ન અને એક ચીસ.

મારી ઉંઘ સમૂળગી ગઈ; અને ઉંઘના નામથી હું ત્રાસવા માંડ્યો. જો પળ બે પળ ઉંઘ આવે તો મારો જીવ જતો; મારા મનમાં સ્વપ્નોનાં વહાણ ફાટતાં. દરેક સ્વપ્નું તે બાલાનું આવતું; હું ભયંકર ઘોર, જંગલો જોતો; હજાર બાલિકાઓને હજાર તેમના ધણીઓ માર મારતા જોતો; બધીની [illegible] ચીસો સંભળાતી; અને આ બધા મારનું આ બધા દુઃખનું કારણ [illegible]કારો, અધમ હું જ ! સ્વપ્નસૃષ્ટિ આખી

મને દોપ દઈ ગાજી ઉઠતી. ધ્રુજતી કાયે, અને ગુંગળાતે જીવે જાગતો. પણ જાગતી સ્થિતિના વિચારો સ્વપ્નપરંપરાના ભાસને આધે બેસાડે એવા હતા.

એક મહિના સુધી આમને આમ મારી સ્થિતિ બગડતી ગઈ. મારા માથામાં સતત ધોંધાટ થવા લાગ્યો; એક પ્રિય થઈ પડેલી જીવલેણ ચીસ જ સ્પષ્ટ સંભળાતી. તે અપરિચિત અબલા મારા બધા સંબંધીઓ કરતાં વધારે નિકટ સંબંધી હોય તેવું લાગ્યું. પળવાર તેનું ભાન ભુલી જતો તો મને વેદના ઉલટી વધતી. મને લાગતું કે મારૂં શરીર એક ઠેકાણે પડયું છે, પણ પ્રાણ છુટો થઇ દૂર ગયો છે.

મારી સ્ત્રી, મારા મિત્રોએ મારી બદલાઈ ગયેલી સ્થિતિ જોઈ, મને હવાફેર કરવા સુચવ્યું. મને પણ તેમનું કહેવું વાસ્તવિક લાગ્યું. મેં બહારગામ જવાનો દિવસ નક્કી કર્યો, અને મારા કુટુંબને આગલે દિવસે વળાવ્યું. તે દિવસે મારી બેચેની વધી, મારા માથામાં ધોંધાટ વધ્યો; મારૂં મોઢું વધારે સુકાવા લાગ્યું. મારી આંખ આગળથી પેલું મુખ વધારે દયામણી આંખો સહિત જરા યે ખસ્યું જ નહિ.

રાત પડી ત્યારે મને ગુંગળામણ થવા લાગી. હું ત્રણ ચાર વખત ભુલેશ્વર આગળ જઇ આવ્યો. કોઇ કોઈ વખત હિંમત ધરી હું ચાલમાં પણ કોઇ કૃત્રિમ મિત્રનું ખોટું નામ દઇ જઈ આવતો તેમ આજે પણ ગયો; હંમેશની માફક કોઈ દેખાયું નહિ. આખરે મારા ઘરમાં રહેવાયું નહિ. વધારે હવા લેવા હું ચોપાટી પર ગયો. મધરાત વીતી ત્યાં સુધી હું ત્યાંજ પડી રહ્યો. આખરે થાકયો, હાર્યો, બેભાન જેવો પાછો આવ્યો; મારા મનમાં માત્ર પેલી રમણીનું જ રટણ ચાલતું હતું.

હું મારા માળા આગળ આવ્યો. ઉપર ચડી સુવા પ્રયત્ન કરૂં કે એક વખત પાછો ભુલેશ્વર જઈ આવું તે વિચાર કરતો હું જરા ઉભો. મારી નજર પગથીયા પર પડી, પગથીઆ પર અંધારામાં કોઇ સ્ત્રી હાથમાં માથું મૂકી રડતી હતી. દિગ્મૂઢ જેવો ઉભો રહ્યો: મારા માથામાં હથોડા ઠોકાવા લાગ્યા. મારૂં

માથું ઠેકાણે છે કે કેમ તે મને સમજાયું નહિ—મેં તે બેઠેલી સ્ત્રી સામું ટીકી ટીકીને જોયું; જોતાં મારૂં હૃદય જાણે ધબકતું અટકી પડ્યું હોય એમ લાગ્યું—તે સ્ત્રીની અંગરેખા પરિચિત લાગી. મેં આંખો ફાડીને જોયા કર્યું; ધીમેથી તે સ્ત્રીએ મોઢા પરથી હાથ લઇ લીધા. હું એક ડગલું પાછળ હઠ્યો, મારે કપાળે હાથ મુક્યો. આ કોણ? તે દિવસે મધરાતે મળેલી બાલાનું ભયંકર રીતે પરિચિત થઇ રહેલું મુખ મેં દીઠું, તેજ મરણ અણીએ આવેલી મૃગલીની ભયવ્યાકુલ આંખો; તેમાં ચમકતી તે જ દયામણી યાચકવૃત્તિ; તે જ વદનની અપૂર્વ રેખાઓ! શું આ સ્વપ્ન કે સાચું?

આટલા દિવસ થયાં અનુભવેલું મારૂં દુઃખ અદષ્ટ થયું; સુખનો ઉત્સાહ પ્રેરક સુસવાટો મારા ગાત્રમાં, હૃદયમાં વાયો; મારા માથામાં થતો નિરન્તર ઘોંઘાટ મટ્યો—તેને બદલે સુમધુર સંગીત થતું હોય એવું લાગ્યું.

પેલી બાલાએ દયામણે મુખે જોયા કર્યું. મને લાગ્યું કે આમ એ વધારે જોયા કરશે તો મારા માથામાં તણાતા તારો જાણે હમણાં તુટશે પણ મારાથી કાંઈ બોલાયું નહિ. તેણે પહેલાં પુછ્યું હતું તેવા જ આક્રંદ કરતા સૂરે ફરીથી પુછ્યું: "દયા છે કે નહિ?" તે જ પ્રશ્ન. મને કંપારી આવતી હતી છતાં હર્ષ થયો,—આખરે હું તેને મળ્યો. પણ જવાબ દીધા પહેલાં તેનાં મોહક લોચનો સામું જોઈ રહ્યો; તે પલક માર્યા વિના મારી સામુંને સામું જ જોઇ રહ્યાં હતાં. હું જવાબ દેવા ગયો; હું બોલવા જતો હતો કે "હા! આવો ઘર તમારૂં છે" પણ શબ્દો કાંઇ નીકળી શક્યા નહિ છતાં તે બાલા મારી આંખના આવકારથી સમજી. હું આગળ ચાલ્યો; તે પાછળ પાછળ ઉપર ચડી મેં મારૂં ઘર ઉઘાડ્યું અને તેને આદરથી અંદર બોલાવી. એક વખત હું હીચકારો થયો હતો, હીચકારાપણાની ભયંકર શિક્ષા વેઠી હતી. શું હવે ફરીથી તેવું જ હીચકારાપણું બતાવું?

મેં હેત ભર્યા આદરથી તેને બેસાડી. ગઇ વખતે કરેલા ઘોર પાપનું પ્રાયશ્ચિત્ત માગ્યું; મારા પોતાના કાયરપણાને નિન્દી ક્ષમા ચાહી. તે

બાલા મુંગે મ્હોંએ દયામણા, અશ્રુપૂર્ણું, નિશ્ચલ નયને મારા સામું જોઈ જ રહી. બહુ બહુ તો તેના ફીક્કા મ્લાન મુખ પર એક દયામણું મૃદુ હાસ્ય જ આવતું, અને પલમાં જતું રહેતું. આટલા આટલા દિવસ થયાં મનમાં રાખી મુકેલા કાંઈ કાંઇ વિચારો મેં દર્શાવ્યા. તેણે બધું સાંભળ્યું; પછી મને પુછયું: "દયા છે કે નહિ ?"

"દયા ? એ શું પુછ્યા કરો છો ? તમે જે કહો તે કરવા તૈયાર છું. પણ શા માટે આમ મુંગે મોઢે બેસી રહ્યા છો ? બોલો કાંઈ તો બોલો તમે કેમ આવી શકયાં ? મને કયાંથી ખોળી શકયાં ?"

તેણે જવાબમાં કાંઈ કહ્યું. શું કહ્યું તે યાદ નથી. મેં પણ વધુ કાંઈ કહ્યું તે યાદ નથી. આખરે તેણે પણ મૌન છોડયું; ઘણી યે વાત કરી. મારા હર્ષનો કાંઈ પાર રહ્યો નહિ. મને ઉડીને નાચવાનું મન થયું. હર્ષથી કે કોણ જાણે શાથી આખો ઓરડો ચકર ચકર ફરતો લાગ્યો. હું તે બાલાના અનુપમ લાવણ્યને મારા હૃદયમાં ઉંડું ઉંડું કોતરી રાખવા લાગ્યો; મિનિટ, કલાક, કેટલા ગયા તેનું ભાન નથી. મારી નસોમાં અગ્નિ ફરતો હોય તેમ લાગ્યું, પેલી બાલા તેનું દયામણું હાસ્ય હસી જોઈ રહી. હું બેઠો હતો ત્યાંથી ઉઠયો તેની પાસે આવ્યો—પગે પડયો—તેનો હાથ લેવા પ્રયત્ન કર્યો.

તેના હાથ બરફ જેવા ટાઢા હતા; તેની આંખોમાં–દયામણી, મોહક, જીવલેણ આંખોમાં—તેનું માથું ચપટ લાગતું હતું કે મને માત્ર દેખાતું હતું ?—મૃદુહાસ્ય હતું પણ સ્થિર હતું. મેં તેનો જ સવાલ ફરીથી પુછ્યો: "દયા છે કે નહિ ?" કહી મેં તેને ચરણે માથું નમાવ્યું. જવાબમાં મારા કાનમાં સતત ગાજતી હતી તે તેની કારમી ચીસ ગાજી રહી. હું ધ્રુજ્યો. મેં ઉંચું જોયું. મારી આંખે આંખ વળેલી હતી; માત્ર તેની આંખો જ સ્થિર, મિથુન રાશીના બે તારા હોય તેમ ચમકી રહી. હું તેનો હાથ પકડવા ગયો–મારા હાથમાં કાંઇ ન આવતાં હું કેટલીવાર પડી રહ્યો તે કેમ કહી શકાય ?

હું ઉઠયો; મારા પગમાં કાંઇ ન સમજાય તેવું જોર આવ્યું. મેં યાચકવૃત્તિથી પુછ્યું; "દયા છે કે નહિ?" જવાબમાં પેલી બાલા કયાં ગઈ? જે ખુરશી પર તે હમણાં બેઠી હતી તે ખાલી લાગી. હું ઉઠીને બારણું ઉઘાડી હેઠળ ગયો. જરા ભળભાખળું થયું હતું. મેં આમ જોયું તેમ જોયું; અને હું ઝપાટાબંધ ભુલેશ્વર તરફ દોડયો.

પેલી જગ્યા—જે જગ્યા પર તે પહેલાં મળી હતી ત્યાં લોકોની ઠઠ ભેગી થઇ હતી. "આ શું છે? આ બધા કેમ ભેગા થયા છે?" એક પાસે ઉભેલા માણસને પુછ્યું. મને જોઇ ચમકયો; જાણે હું કોઇ જાનવર હોઉં તેમ કયાં સુધી મને જોઇ રહ્યો. મેં સવાલ ફરીથી પુછ્યો. આખરે તે બોલ્યો; "અહિયાં એક બૈરી રાતના બારીએથી પડી મરી ગઇ."

મારા ડોળા ફાટી ગયા—હું ઠઠમાં આગળ ધસવા લાગ્યો. મને જોઈ કેટલાક ખશી ગયા. ચાલની અંદર એક બીજું કુંડાળું કરી માણસો ઉભા હતા ત્યાં હું ધસ્યો. આસપાસ કોઇનું રૂદન—હા! પેલી ચીસો સંભળાતી હતી. હું આગળ આવ્યો; કુંડાળામાં ઉભેલા લોકોને ધક્કો મારી ખસેડ્યા. કેટલાકોએ મને પાછળ તાણ્યો. કુંડાળામાં ભોંય પર લોહીના ખાબોચીયામાં એક લાશ પડી હતી. ભગવાન! તે જ પરિચિત અંગરેખા, તે જ નિશ્ચલ નયનો—તે જ મ્લાન સુંદર વદન—અને ગઇ રાતે જોયેલું તે જ ચપટ માથું!

હું શું જોઇ રહ્યો હતો? હું ધાંટો પાડી પુછવા માગતો હતો, પણ ગળામાંથી જરા યે અવાજ નીકળતો નહોતો. એક ભયંકર અગ્નિજ્વાળા મારી આંખ આગળ—આંખમાં કુદી. પછી શું થયું તેનું મને ભાન નહિ રહ્યું. માત્ર તે જ મુખ, તે જ પ્રશ્ન, તેજ ચીસ મારા મગજમાં રમી રહ્યાં.

જ્યારે મને કાંઇ પણ ભાન આવ્યું ત્યારે તેને તે જ લાગ્યું; હું ધાંટો પાડી બોલવા લાગ્યો: "દયા છે કે નહિ?" કાંઈ ઉત્તર ન મળ્યો; પાછું બધું અંધારૂં થઇ ગયું.

ફરીથી ભાન આવ્યું ત્યારે મારા ઘરમાં હું હતો; મારી સ્ત્રી મારે માથે બરફ ફેરવતી હતી; મારો એક ડાક્ટર મિત્ર સામો ખુરશી પર બેઠો હતો.

"દયા છે કે નહિ"? મેં બેઠેલે ધાંટે પુછ્યું.

"હા, હા, પુરેપુરી દયા છે," કોઇએ જવાબ આપ્યો. અવાજ અપરિચિત હતો; પછીથી ઓળખ્યો—તે મારી સ્ત્રીનો હતો.

"કોણ નિર્મલા? તેણે કહ્યું "હા!"

"તું કયારની આવી? તને તો ગઈ કાલે વળાવી હતી?"

"ના. મને આવ્યાને તો અગીયાર દિવસ થયા."

"હેં" "હા! હું ગઈ તેને બીજે જ દિવસે તમારા મિત્રે તાર કરી બોલાવી. તમે ઘણા માંદા થઈ ગયા હતા."

* * *

એ મહિને હું સારો થયો. શરીરમાં આવ્યું; પાછો કામ ધંધે જોર લાગ્યો. છતાં, એક રાતનું હીચકારાપણું, બીજી રાતનો આનંદ વિસરાતાં નથી. આટલે વર્ષે પણ હજી મનમાં રમી રહે છે તે મુખ, તે પ્રશ્ન અને તે ચીસ.



# અગ્નિહોત્રી.

તે પુરાણ કાલની પ્રતિમા હતો, આર્ય સંસ્કૃતિની ભાવનાનું કેન્દ્રસ્થાન લાગતો, તેનાં ભવાં પર યોગાભ્યાસ દેખાતો, કપાલપર પિનાક જેવું પ્રતાપી ત્રિપુંડ વિરાજતું. તેના નયનમાં નિર્મળતા હતી, તેના મુખપર મીઠી શાન્તિ પ્રસરી રહી હતી, તેની જીહ્વાગ્રે શ્રુતિ હતી, તેને કંઠે શંકરનો જાપ હતો. તેના શ્વાસોચ્છ્વાસે ૐ કારનો મહામંત્ર ગાજતો.

તે હતો આ જમાનાનો, પણ ગયા જમાનાના પ્રતિશબ્દ રૂપ તેનો દેહ હતો વીસમી સદીમાં, તેનું મન હતું મનુના કાલનું.

તે અગ્નિહોત્રી હતો. માત્ર ગુજરાતના ગામડાનો એક ગરીબ વિપ્ર, પણ તેના જીવનમાં ભારતની પવિત્ર ભાવનાઓ સજીવન થઇ હતી. સાઠ વર્ષ સુધી જપ તપ ને ધ્યાન સેવી તે શૌચ અને સંયમના શિખરે પહોંચ્યો હતો. મન વાણી ને કર્મે તે રહ્યો હતો આર્ય સંસ્કૃતિના પરિક્વ ફળ સમો આદર્શ બ્રાહ્મણ.

ગુજરાતના એક ખુણામાં બેઠો બેઠો તે સનાતન ધર્મના પુનરૂદ્ધારનાં મોહક સ્વપ્નો નિરખી રહ્યો હતો. બ્રાહ્મણના તપ પર સૃષ્ટિનો આધાર છે એમ તેની ખાત્રી હતી. બ્રાહ્મણના કર્મથી ધર્મનો ઉદ્ધાર છે એવી તેની માન્યતા હતી, આર્ય ધર્મના પુનર્જીવનની પહેલી પળ નિરખવા તે આતુર નયને જોઇ રહ્યો હતો અને આતુર નયનો જોતજોતામાં સંતોષાશે એવું આશ્વાસન એનું શ્રદ્ધાળુ હૃદય દેતું હતું.

માત્ર મનમાં ને મનમાં જ તેના મહેલો ચણતો નહિ, પણ ભગીરથ પ્રયત્ને તેણે ગામનું વાતાવરણ શુદ્ધ ને ધાર્મિક બનાવ્યું હતું. અને મહા ઉત્સાહે પોતાના એકના એક પુત્રને ભણાવી ગણાવી પોતાની ભાવનાની સુવાસ ચારે દિશામાં ફેલાવવા પરગામ–મુંબઇ મોકલ્યો હતો. છોકરો તેને આશાસ્પદ લાગતો હતો, બ્રાહ્મણના શુદ્ધ સંસ્કારો તેને જન્મથી મળ્યા હતા, વેદ ને સ્મૃતિ તેનાં રાત ને દિવસનાં સાથી બનાવ્યાં

હતાં. તેનામાં તે બુદ્ધિ હતી, ઝનૂન હતું, વારાહ સ્વરૂપ બની અધમતા પામી રહેલી અવનિને ઉદ્ધારવાની શકિત હતી, એમ તે પિતા માનતો.

બાપે તેને દિગ્વિજય કરવા મોકલ્યો હતો. પહેલાં તો તે વિજયના આરંભના ડંકાના ગડગડાટ ટપાલ મારફતે તેને મળતા તેથી સંતોષ પામતો. તેનું હૃદય પ્રફુલ્લ થતું અને મનની આશાઓ ફળીભૂત થવાનો સમય પાસે ને પાસે આવતો હોય એમ લાગતું.

ધર્મનો ઉદ્ધાર ને આર્ય સંસ્કારનું પુનઃ સ્થાપન, ચાર વર્ણી સમાજ અને શુદ્ધ તેમજ તપસ્વી બ્રાહ્મણની શ્રેષ્ઠતા સરલ ને સત્યાચારી જનસમાજ અને ત્યાગી તથા ધર્મમાર્ગી રાજા, આ વસ્તુઓ સિદ્ધિને આરે ઝપાટાબંધ ધસડાઈ આવતી ભાળી. તે ભોળો બ્રાહ્મણ કાલ સાગરમાં ખેંચાઈ આવતી વધાઇઓને હેતથી સ્વીકારવા શ્રદ્ધાળુ અને આકાંક્ષી હૃદયે ઉભો હતો.

પણ પછી આશાજનક પુત્રની કાંઇ ખબર આવવી બંધ થઈ. વસંતની સવારના વ્યોમ શા તેના નિર્મળ હૃદયમાં શંકાનો સંચાર થઇ આવતો પણ "**मयिसर्वाणि कर्माणि संन्यस्याध्यात्म चेतसा**" નું સૂત્ર ભણી તે હૃદયને આશ્વાસતો.

અવારનવાર નવા, અશુદ્ધ પરદેશી પવનની કાંઇક આછી લ્હેર તે અગ્નિહોત્રીના ગામમાં આવતી પણ સનાતન ધર્મમાં તેને શ્રદ્ધા હતી, ભારતના ભાગ્યમાં તેને વિશ્વાસ હતો. આર્યોના ઉત્સાહ ને હિમ્મતની તેને ખાત્રી હતી. પોતાના જેવા અનેક બ્રાહ્મણ વીરોના પરોપકારી પ્રયત્નોના પ્રભાવમાં તે માનતો હતો. તેની શ્રદ્ધા હતી અડગ ને અગાધ ભારતના ભાગ્યમાં ને ભાગ્યના વિધાતા ભગવાન ગોવર્ધનધારીના વચનમાંઃ—

**यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानम् सृजाम्यहम् ॥**

વર્ષો વીતિ ગયાં, પણ એક બે પૌત્રની પધરામણીના શુભ સમાચાર શિવાય દિકરા વહુની બીજી કાંઈ ખબર આવી નહિ, એટલે અગ્નિહોત્રીજીના

જીવમાં ચટપટી થઈ. વંશવૃદ્ધિથી આનંદ થયો તેના કરતાં પોતાની ભાવના સજીવન કરવાનાં સાધનો વધ્યાં જોઈ તે પુરાણો આત્મા આનંદમગ્ન થઈ રહ્યો, અને તે સાધનો સબળ થાય એવા હેતુથી પોતાના દિકરાને બે ચાર વખત વતન આવી જવાનું લખ્યું, પણ તે પત્રોનો કાંઇ જવાબજ આવ્યો નહિ, ત્યારે અગ્નિહોત્રીજીએ પોતેજ મુંબઈ જવાનો નિશ્ચય કર્યો અને આ નિશ્ચયના પરિણામે એક સવારના આઠ વાગે મહા મહેનતે ખોળી કાઢેલા ગીરગામના એક વિશાળ માળાની સામે આવી અગ્નિહોત્રીજી ઉભા રહ્યા.

મુંબઈ આવતાં રસ્તામાં અગ્નિહોત્રીજીને ઘણું શોચવું પડયું હતું. તેને ભયંકર ન સમજાય એવી, ન ખમાય એવી નવી દુનિયામાં થઇને આવવું પડયું હતું. તેણે એક ડબ્બામાં અનેક વર્ગનો રાંભુ મેળો જોયો, બ્રાહ્મણ કહેવડાવતા પુરૂષોને સ્ટેશન પરના નળમાં મોઢું ઘાલી પાણી પીતા જોયા અને તેના જેવા શુદ્ધ ને પવિત્ર બ્રાહ્મણ તરફ તિરસ્કારની નજર નાંખતા લોકો જોયા. દુનિયાં ધારી હતી તેના કરતાં તેને અધમ, ધર્મભ્રષ્ટ થતી લાગી. જે સનાતન ધર્મના સજીવન થવા પર તેણે જીવનનો મદાર બાંધ્યો હતો તેની પરખાય એવી લાસ પણ તે મહાત્માને હાથ લાગી નહિ, અને અત્યારે આ ગંદી ગલ્લી, માનવ જંતુઓથી ઉભરાતી ચાલીઓ, અને સંસ્કારહીણાં દેખાતાં સ્ત્રી પુરૂષોને તેણે જોયાં, ને ન સમજાય એવાં કમકમાં તેને આવ્યાં.

તેણે ગોવિંદરામ અગ્નિહોત્રી વિષે પાંચ સાત જણને પુછ્યું અને આખરે પત્તો મળ્યો. એક ઓરડી કોઇએ દેખાડી. જે પુત્રને પોતે ધર્મ ધુરંધર માનતો હતો તેનો આ નિવાસ ? એક તરફ જાજરૂઓની હાર હતી. બીજી તરફ કોઈ ઉભો ઉભો સામો અરીસો ટાંગી હાથે હજામત કરી રહ્યો હતો.

અનિશ્ચિત અવાજે પેલા હજામત કરનારને પુછ્યું "ગોવિંદરામ અગ્નિહોત્રિ કયાં રહે છે?" હજામત કરનારે જરા મ્હોં ફેરવ્યું અને તિરસ્કારમાંજ પુછ્યું "કેમ શું છે?"

"મારે મળવું છે." તેની તોછડાઇથી ખીજાઈ જરા સખ્તાઇથી અગ્નિહોત્રીએ કહ્યું.

"પેલા છોકરાને પુછો" કહી એ હજામત કરવા લાગ્યો.

અગ્નિહોત્રીએ ઓરડામાં બેઠેલા એક છ સાત વર્ષના છોકરા તરફ જોયું. છોકરો ભોંય પર બેઠો હતો. તેની સામે એક ન્હાનો પ્યાલો હતો અને તેના હાથમાં એક નહિ રોટલો, નહિ રોટલી પણ ઘઉંની કંઈ જાળી જાળી વાળી બનાવટ હતી. સ્ટેશને સ્ટેશને અગ્નિહોત્રિએ મુસલમાનોને આ ચીજ વેચતા જોયા હતા તેથી તે ચીજને ઓળખી. છોકરો તે ન્હામાં બોળતો હતો ને ખાતો હતો. છોકરાને મ્હોંએ મેલના ઓઘરા હતા અને તેની આંખોમાં ચીપડા હતા.

છોકરાથી થોડે દૂર મેલાં ઘેલાં લુગડામાં સજ્જ થયેલી એક સ્ત્રી બેઠી બેઠી માથું હોળતી હતી, એને જોયા પછી અગ્નિહોત્રિને સંશય રહ્યો નહિ; આઠ વર્ષ પહેલાં જે બ્રાહ્મણ કન્યા દિકરાને પરણાવી હતી, તેજ આ સુધારા વધારા સાથે હતી. ભારે હૈયે તેણે તેને પુછ્યું:

"ગોવિંદરામ છે?"

"કોણ છે?" પરગામની બાલક કન્યા વર્ષો પહેલાં જોયેલા સસરાને ક્યાંથી ઓળખે? "ગોવિંદરામ બહાર ગયા છે. શું કામ છે?"

"હું એમના ગામનો છું; મારે મળવું છે."

"બેસ હમણા આવશે." કહી બે શરમ સ્ત્રીએ માથું હોળવું શરૂ કર્યું.

અગ્નિહોત્રીજીએ ઘરમાં ચારે તરફ નજર નાખી. એક નાની ઓરડી, તેમાં એકાદ બે ભાગેલી ખુરશી, બે ત્રણ પેટી, જુનાં વાસણ, ફાટેલાં લુગડાં અને કચરાના ઢગલા શિવાય બીજું કંઈ નજરે પડયું નહિ. તેના ગામની કુંભારણનું ઝુંપડું પણ આવું તો ગંદુ અને અવ્યવસ્થિત નહોતું.

"દાતણ આપશો?" ડોસાએ થોડી વારે ન છુટકે માગ્યું.

"થઈ રહ્યાં છે, આ મીઠું છે, જોઇએ તો."

અગ્નિહોત્રીએ મીઠું લીધું ને મ્હો સાફ કરી કોગળા કરવા માટે પાણી માગ્યું.

"પેલો રહ્યો નળ" જાજરૂ પાસે એક ચોકમાં એક સ્ત્રી એઠાં વાસણ માંજતી હતી, ત્યાં એક નળ હતો તે દેખાડી ગોવિંદરામનાં પત્ની બોલ્યાં.

અગ્નિહોત્રી તે તરફ ગયા, પેલી સ્ત્રીને એઠે હાથે નળ બંધ કરતાં જોઈ અને મુંગે મોઢે પાછા આવ્યા, એ વખતે પેલો છોકરો હાથમાંનાં બીસ્કુટનો કકડો ચાવતો ચાવતો એની માના વાળ ખેંચવા લાગ્યો, અને "બા, બીજી સ્હા આપ" એમ કહેતો હતો.

અગ્નિહોત્રીએ પુછ્યું "નાહાવાનું પણ એ નળેજ કે?"

"અહિં કંઇ નળ બેસી રહેતો નથી." પેલાં મોટાં વાસણમાંથી પાણી લઇ નાહી લેજો, નળ પાસે પડયું રહેતું એક સાર્વજનિક વાસણ બતાવી, ગોવિંદરામનાં પત્નીએ કહ્યું.

એક પળવાર અગ્નિહોત્રી મુંગા રહ્યા. આંખો મીંચી. તેની સંધ્યાનો સમય જતો હતો. પણ શું કરે? બહાર નીકળી પેલા વાસણ તરફ જોઈ રહ્યા.

વાસણ માંજતી સ્ત્રી નિરાંતે વાસણ માંજતી હતી અને નળ બંધ થઈ ગયેલો હોવાથી એઠે હાથે પેલાં મોટાં વાસણમાંથી પાણી લેતી હતી. એક બે ગંદાં છોકરાં પણ એ પાણી ચુંથતાં હતાં.

અગ્નિહોત્રીની વિચાર કરવાની શકિત થંભી ગઇ, તે પાછા આવ્યા અને બારણામાં પળવાર ઉભા રહ્યા. "આ ગોવિંદરામ અગ્નિહોત્રીનું ઘર? અને આવા અહિંના આચાર? આ તે કેમ સહેવાય અને આમાં શી રીતે રહેવાય?" શું કરવું તેનો વિચાર કરતા હતા. એટલામાં તેમનું ધ્યાન ઘરમાં ગયું, ચુલા પરની દાળ ઉભરાણી, પેલી સ્ત્રી ઉઠી અને એમને એમ—ન હાથ ધોયા, ન અબોટીયું પહેર્યું ને ચુલે જઈ દાળ ઉતારી આવી. આ જોઇ અગ્નિહોત્રીનો સમવિષમ વિરમી ગયો. તેણે પાઘડી માથે મુકી ને પોટલું હાથમાં લીધું. આ અધોગતિ જોઈ તેનું માથું ફરવા લાગ્યું.

"હું જરા જઈ આવું, પછી આવીશ." કહી એ ચાલી નીકળ્યો.

અગ્નિહોત્રી ત્યાંથી બહાર નીકળ્યો. તેની તીક્ષ્ણ આંખનું તેજ ખંડાયું, તેની કમ્મરનું જોર ભાંગ્યું, તેને ભાન ન રહ્યું કે પોતે કઇ દુનિયામાં

હતો, તેને યાદ ન આવ્યું કે આવી દુનિયામાં તે શા માટે આવ્યો? કોઇને માર્ગ પુછી દરિયા તરફ તેણે ચાલવા માંડ્યું.

સાગર જોઇ એના મનનું જરા સાંત્વન થયું, અને સ્નાન સંધ્યા કરી એણે સ્વસ્થતા મેળવી; પોતે જોયેલી સ્ત્રી તથા છોકરો પોતાના ગોવિંદરામનાં? માન્યા વિના છુટકો નહોતો. ગુંગળામણને એણે ચારે તરફ જોયું. સામે થોડે દૂર શંકરમંદીરના ગગનચુંબિત શિખર પરથી ભગવી ધ્વજા તેને આમંત્રી રહી હતી, તેના હૃદયને કંઇક આશ્વાસન મળ્યું. ભોળાનાથ અંતે બ્રાહ્મણની વ્હારે ધાયા ખરા. ધીમે ધીમે તે બાબુલનાથના મંદિરે ગયો ને શંકરની પુજા કરી. પછી સ્વચ્છ ચિત્તે વિચાર કરવા લાગ્યો, પણ કાંઇ સુઝયું નહિ. પોતાનું એકનું એક ઘર બળીને રાખ થઇ ગયેલું જોઇ માણસને જેવું થાય તેવું તેને થયું, તેને લાગ્યું કે પતિ પોતે બળીને ભસ્મ થઇ ગયો હતો.

સાંઝના બાબુલનાથની નજીક ચોપાટી પર તેણે માણસની મેદની જોઇ, ભાગ્યશાળીની ભભક ને દમામ જોયાં. ગાડી ને મોટરની મજાહ જોઇ, પણ તેના હૃદયમાં કંઇ ફેરફાર ન થયો, સંસારને સ્મશાન વચ્ચે જે અંતર હોય તેટલો અંતર પોતાની ને આ બધાની વચ્ચે તેને લાગ્યો.

સાંઝના એક દોરીએ તેનો જીવ તણાયો—જાણ્યે અજાણ્યે તે ગીરગામ તરફ પેલી ચાલ તરફ ગયો—ખેંચાયો. સ્પષ્ટ વિચાર કર્યા વિના તે પાછો પુત્રના ઘર તરફ ગયો.

ચાલ આગળ આવ્યો, પણ ઉપર ચડી ન શક્યો. ચાલનો દેખાવ, શોરબકોર અને માથું ફાડી નાંખતી ગંદકી જોઇ આગળ ડગલું ભરવાની એની હિંમત ન ચાલી. એ ત્યાં ક્યાં સુધી ઉભો રહ્યો તેની તેને સમજ ન પડી, આખરે તેને કાને કાંઇ પરિચિત અવાજ પડ્યો ને તે વિચાર નિદ્રામાંથી જાગ્યો. અવાજ તેની પુત્રવધુનો હતો, તેની સાથે કોઇ પુરૂષ હતો. અગ્નિહોત્રીએ ધ્યાનપૂર્વક જોયું અને પાછળ હઠી અંધકારનો આશ્રય લીધો. તે પુરૂષે મેલાં ગંદાં કોટ પાટલુન પહેર્યાં હતાં, એક ફાટેલી જુની હેટ માથે લગાવી હતી. તેના મોઢામાં સીગારેટ શોભતી હતી.

અગ્નિહોત્રીની આંખે ચક્કર આવ્યાં. આ ગંદા, સંસ્કાર ભ્રષ્ટ દેખાતા નર-વાનરને તેણે ઓળખ્યો. તે હતો, તેની આશાઓના આધાર સમો એકનો એક પુત્ર ગોવિંદરામ. લાંબો વિચાર કર્યા વિના તે તેમની પાછળ ચાલ્યો, તેઓ આગળ ચાલ્યાં.

"ચાલ આજે તને ઇરાનીની દુકાને લઇ જાઉં" ગોવિંદરામે પોતાની પત્નીને કહ્યું.

"ના." સ્ત્રીએ કહ્યું. "મને તો ત્યાંનું કંઇ નથી ભાવતું."

"તું આટલા વર્ષ મુંબઇમાં રહી પણ સુધરી નહિ, ચાલ, ચાલ." કહી ગોવિંદરામ આગ્રહપૂર્વક તેને ઇરાનીની દુકાનમાં ઘસડી ગયો.

અગ્નિહોત્રીની આંખોમાં જુદુંજ તેજ આવ્યું, અંધકારમાં પણ તે ચમકવા લાગી. પેલી દુકાનમાંથી બે મીયાંભાઈ નિકળ્યા ને લથડાતા ચાલ્યા ગયા. અગ્નિહોત્રીએ નિશ્વાસ મુક્યો ને શિવાલય તરફ પાછો વળ્યો. તેને લાગ્યું કે સૃષ્ટિ બળીને ભસ્મ થઇ ગઈ છે. ત્યાં ફરતાં મનુષ્યો માત્ર ચિતા-માંથી ઉઠી આવેલાં શબ છે. મંદિરની ભવ્યતા તેને સ્મશાનથી પણ બિભત્સ લાગી. તેણે મંદિરના ગર્ભદ્વાર પર જોઈ શંકરને પ્રણામ કર્યા, પણ શંકરેય કાંઈ કૃત્રિમ લાગ્યા, આસપાસનો વિજળીનો પ્રકાશ અંધકારથી પણ અકારો લાગ્યો, પુજારી બ્રાહ્મણને જોઈ રૂવેરૂવાં ઉભાં થયાં, એક ખુણામાં હાથ જોડીને તે ઉભો રહ્યો. પાસે બે બ્રાહ્મણો બેઠા બેઠા વાત કરતા હતા.

"ભાઈ, કાલે શેઠને ત્યાં સંવત્સરી છે. છે વિચાર?"

"હં," બીજાએ કહ્યું. "અરે રામ"

"કેમ?"

"મને સુતક છે."

"તે કોણ જાણવાનું હતું તારો બાપ? રૂપિયા પચીસ શું કામ ખુવે છે?"

"ઠીક ત્યારે, પણ કોઇ જાણે નહિ હો."

"એક સરત કબૂલ હોય તો—"

"શા"

"પંદર તારા ને દશ મારા."

"ભાઈ એ તો બહુ કહેવાય."

"ત્યારે તારી મરજી."

"ઠીક ત્યારે."

"વારૂ ત્યારે, કાલ સવારે વાલકેશ્વર–"

અગ્નિહોત્રીનાં ભવાં સંકોચાયાં, તેની આંખો ગાંડા માણસની આંખોના માફક કારણ વિના ચમકી રહી, તે એમને એમજ સ્થંભી ગયો, આખરે ભૈયાએ તેને ત્યાંથી ખસેડયો, અને બહાર ધર્મશાળામાં આવી તે પડયો, પણ ઉંઘ આવી નહિ; અનેક અવાજો તેને સંભળાવા લાગ્યા, આખી પૃથ્વી તેની મશ્કરી કરવા લાગી. તે ઉભો થયો, આમ તેમ ફરવા લાગ્યો.

ઉષાનું પહેલું કિરણ મંદિરના શિખર પર પડેલું અગ્નિહોત્રીના અનિમિષ નેત્રોએ જોયું. તેણે આકાશમાં ચારે તરફ નજર કરી. દૂર સાગરની મર્યાદા તરફ દૃષ્ટિ નાંખી, પાછા ફરી ઉંઘતા શહેર તરફ જોયું અને ધીમે ધીમે મંદિરનાં પગથીયાં ઉતરી સાગર તરફ ચાલ્યો.

તે નાહ્યો, સંધ્યા કરી, સાઠ વર્ષ થયાં સહેલથી જીભે ચડેલાં શ્રુતિ વાક્યો ઉચ્ચાર્યાં. દૂરથી શિવાલયની ધ્વજા ફરકતી ધ્યાનથી નિહાળી, જે શ્રદ્ધાના આધારે, જે આશાએ તે જીવતો હતો તેનાં જડ કે મૂળ પણ તેના જોવામાં આવ્યાં નહિ. જે ભાવના શ્વાસ તથા પ્રાણને પોષતી હતી તે ભાંગી ગઈ. તેણે ઉગતા સૂર્યને અર્ધ્ય આપ્યો ને મુંગા મુંગા ઠબકો દીધો "ભગવાન તારૂં તેજ પણ પરવાર્યું" તેણે શંકરની ધ્વજા તરફ તિરસ્કારની દૃષ્ટિ નાખી. તે દૃષ્ટિ કહેતી હતી. "પિનાકપાણિ તારૂં ત્રિશુળ પણ ઘસાઈ ગયું છે નહિ?"

તેની આંખમાં સહસ્ર પેઢીનું બ્રહ્મતેજ પ્રકાશ્યું. તેના તેજસ્વી કપાલ-પર સાક્ષાત્ સરસ્વતી વિરાજ્યાં, તેનો સંસ્કારી ને ધર્મપરાયણ આત્મા શાન્ત ને સ્વસ્થ થયો. પણ તેના કાનમાં સમુદ્રના તરંગો કંઇ કંઈ હાસ્ય કરતા હતા. રણયજ્ઞમાં હોમાઈ ગયેલા યોદ્ધાઓમાંથી રહી ગયેલા એક શૂરા

યોદ્ધાની માફક ઝનૂનથી તે પોતાનું સ્વાતંત્ર્ય સાચવી રહ્યો. તે સમુદ્રમાં આગળને આગળ વધ્યો. સૂર્યબિંબ પર નિશ્ચલ નયનોનું તેજ વર્ષાવ્યું અને મ્હોંએથી બોલ્યો. **तत्सवितु र्वरेण्यं.** " મોજાં તેના મ્હોં સુધી આવ્યાં, આગળ વધ્યાં, આંખ સુધી આવ્યાં, તે સ્થિર નયને આગળ વધ્યો. આંખો મીંચાઇ ગઈ, શિખા અદ્રશ્ય થઇ, તેના માથા પર પાણી ફરી વળ્યાં.

તે સંસ્કારી આત્માએ અનેક રંગ જોયા, તેની આંખ આગળ સૂર્યનું બિંબ રમ્યા કર્યું, તેમાં ૐકાર લખેલા તેણે જોયા, તેમાંથી સનાતન ધર્મના પુનરૂદ્ધારના ફુવારા ફુટતા તેણે જોયા. કાનમાં અવાજ આવ્યા તેમાં મશ્કરીમાં કોઇને બોલતાં સાંભળ્યું:—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥**

તેણે **तत् सवितु** બોલવા માંડ્યું; પણ સૂર્ય બિંબ હોલવાઈ ગયું. નાદ બંધ થઈ ગયો. ને દશે દિશામાં અંધકાર છવાઇ ગયો અને અગ્નિહોત્રીની આહુતિઓ પુરી થઇ.

---

# ખાનગી કારભારી.



ધી ઓનરેબલ સર મોહનલાલ નાઇટ, કામગરા મુંબઈમાં પણ કાર્યદક્ષતામાં એકકા હતા—એક મહા છપ્પન વખારી ને ભારો કુંચી હતા.

એ એક મોટી પેઢીના માલીક, છ કંપનીના મનેજીંગ એજન્ટ, ને છત્રીશ કંપનીના ડીરેકટર હતા. એ કેટલી પેઢીમાં ભાગીદાર હતા તે પોતે પણ મદદનીશની મદદ વગર કહી શકે એમ ન હતું.

સાથે સાથે તે જાહેર જીવનના પણ કીડા હતા. વાઇસરોયની કાઉન્સીલ ઓફ સ્ટેટ, શહેર સુધરાઇ, શહેર સુધારાનું ટ્રસ્ટ વગેરે સરકારી સભામાં બીરાજતા હતા, અને તેમની પેટા કમીટીઓમાં રસ ભર્યો ભાગ લેતા હતા. એ ઉપરાંત એમના નામ વગર ભાગ્યેજ કોઈ સંસ્થા બહાર પડવાની ધૃષ્ટતા કરતી. પ્રેસીડંસી એસોસીએશન, રેડીકલ લીગ, સંસાર સુધારા કલબ ને ઉદ્યોગ વર્ધક મંડળ, દેશી વેપારી ચેંબર અને કાપડ, શેર, ખાંડ, ગોળ, શાક, મમરા વગેરે બજારનાં એસોસીએશન, વિદેશી વ્યાપાર વર્ધક મંડલ અને રેંટીયા પ્રચારિણી મહાસભા, મીલ માલેકોની લીગ અને મજુર વર્ગોદ્ધારક સમિતિ, સામ્રાજ્ય સભા અને અસહકાર પ્રવર્તક મહાસેના એવી અનેકાનેક સંસ્થાના તે કાં તો પ્રમુખ, ઉપ પ્રમુખ, મંત્રી, ઉપમંત્રી, સહમંત્રી, ખજાનચી, સભ્ય કે સહાયક હતા.

સર મોહનલાલ આ બધી પ્રવૃત્તિઓ ચોક્કસ રીતે પાર પાડવામાં એક ગુજરાતનું આખું ગામ વસે તેટલાં માણસો પોતાની નોકરીમાં રાખતા. અને દરેક વિષય, સંસ્થાને પ્રવૃત્તિ જુદા જુદા માણસોના તાબામાં તેઓ એવી રીતે રાખતા અને એવી કુનેહથી તેમની પાસે કામ લેતા, કે એ એ બધાંનાં જીવન, બુદ્ધિને બાહોશાઈ શેઠની ઘાણીમાં પીલાઈ જતાં અને પરિણામે, શેઠના પૈસા ને કીર્તિની સરિતા પહોળી ને પહોળી થતી.

થોડા વખત થયાં શેઠને એક મુશ્કેલી ઘણી નડતી. કેટલીક નજીવી સંસારી બાબતોમાં તેમનો કીંમતી વખત જતો; નહિં તો, એ ઘણી બાબતો

કરવી રહી જતી. લોકોની કંકોત્રી આવતી, અને લગ્નને વરઘોડામાં વખતસર જવાનું રહી જતું; કેટલાક ઓળખીતાઓ મરી જતા, અને શેઠની હાજરી વિના તેમના ઉઠમણાં સૂનાં રહી જતાં; કેટલાંક સગાં સંબંધીઓને માથે દુઃખ આવતાં તો શેઠને જાતે જઇ તેમનાં આંસુ લુછવાનો જશ મેળવવે રહી જતો; પૈસાને માટે અનેક ભિક્ષુકો પ્રાર્થના કરતા પણ શેઠની કીર્તિને છાજે એવા મીઠા અને આશ્વાસન ભર્યાં પત્રો લખવાનો વખત કે હથોટી હતી નહિ. તેમની નવી બૈરી ડુમ્મસમાં અસાધ્ય રોગથી પીડાતી હતી, અને ડાકટરો કહેતા હતા કે તેનું માનસિક સમતોલપણું વધારે વખત જળવાઈ રહે માટે દર ત્રીજે દિવસે શેઠે ભાવભર્યા પત્રો લખવા. પણ ઘણી વખત આ કરવું રહી જતું અને શેઠને ડાકટરો દાંપત્યની ભાવના પર ભાષણો આપતા. આવાં જરૂરી કામો ઓફીસનાં ભાડુતી માણસો જીવ દઇ કરતા નહિ; અને પોતાની કાર્યદક્ષતાને કલંક લાગતું જોઈ સર મોહનલાલને કચવાટ અનુભવવામાં વખતનો વ્યય કરવો પડતો. એક દિવસ આ વિટંબના ફેડવાનો રસ્તો હાથ લાગ્યો. જેમ તેમની બીજી પ્રવૃત્તિઓનાં જુદાં જુદાં ખાતાં હતાં, અને તે પર એક કારભારી અધ્યક્ષસ્થાને બીરાજતો, તેમ એક સાંસારિક પ્રવૃત્તિનું ખાતું ખોલી તેને એક ખાનગી કારભારીને સોંપવાનો નિશ્ચય કર્યો. તેમણે તરત ખાનગી કારભારી મેળવવા જાહેર-ખબર આપી: અને તેના જવાબમાં અત્યારે કેટલાક ઉત્સાહી ઉમેદવારો શેઠે રચેલા સ્વયંવરમાં વરમાળ પહેરવાની આશાએ આવ્યા હતા.

અત્યારે શેઠ એમની ઓફીસમાં ત્રણ જણ માટે સહેલાઇથી ખાટલા તરીકે વપરાય એવી એક વિશાળ ટેબલ આગળ બેઠા હતા. તેમના હાથમાં ચહાનું પ્યાલું હતું; તેની આંખો રોજનીશીપર હતી; ને તેમનું ચિત્ત ૩–૩૯ એ મળનારી શહેર સુધારાઇની સભાના કાર્યક્રમમાં હતું.

રોજનીશીપર ૩–૧૫ સામું લખેલા “ ખાનગી કારભારીની ચુંટણી ” એવા શબ્દોએ શેઠનું ધ્યાન ખેંચ્યું; અને તરત ટેબલ પર પડેલી એક

બ્રોંઝની ગીલોડીની પુંછડી દબાવી શેઠે ઘંટડી વગાડી. તેના જવાબમાં એક હમાલ આવ્યો.

" હમાલ ! " શેઠે આડું જોયા વગર કહ્યું " દલાલ શેઠલા બોલવ. "

હમાલ ગયો, ને એક આધેડ વયનો ચબરાક કારભારી આવ્યો.

" પેલા ઉમેદવારો આવ્યા છે કે ? "

" જી, હા. "

" કેટલા છે ? "

" તેર. "

" Unlucky number. ઠીક એક પછી એક મોકલ."

" જી " કહી દલાલ ગયો, ને બીજી પળે એક પારસી યુવક આવ્યો તે ઉંચો, રૂપાળો ને ચંચળ હતો. કપડાંનો ભભકો જોઈ કોઈ એમ પણ ભ્રમમાં પડે કે વ્હાઇટઅવે લેડલૉની જાહેર ખબરના પાટીયા પર ચીતરેલા ફક્કડોમાંનો એક સજીવન બની અહિંયા ચાલી આવ્યો કે શું ! તેના વાળ ગુંછળીયાળા હતા, તેના નાકપર કીનાર વિનાનાં ચશ્માં હતાં, તેની પાટલુનની ધાર વણ તુટેલી હતી. દરજી એનો દેવ હતો એમ જોનારને તરત લાગે એમ હતું.

તે નમ્યો, જરા હસ્યો. ને છટાથી કપાળપરના વાળ જરા ઉંચા કર્યા.

શેઠે ઉંચું જોઈ પુછ્યું " નામ ?"

" પેસી સુલતાન !" કહી ઉમેદવાર પાસે આવ્યો.

શેઠે અરજીઓની થોકડીમાંથી તેની અરજી કાઢી.

" ઉમ્મર ?"

" અઠાવીશ."

શેઠે અરજી બાજુપર મુકી. "ઠીક. જો તમને નીમવા હશે તો હું તમને કાલે લખી જણાવીશ " કહી શેઠે ડોકાવતી તેને રજા આપી.

સુલતાને ત્રણ દિવસથી આ મેળાપ માટે તૈયારી કરી રાખી હતી, વાકયો ગોખ્યાં હતાં ને અભિનયોનો અભ્યાસ કર્યો હતો; છતાં શેઠે તેને પોતાની મોહિનિ અજમાવાની જરાય તક આપી નહિ. આ અણધારેલી પીડા આવી પડેલી જોઇ સુલતાન સ્તબ્ધ બની ઉભો. શેઠે અસ્પષ્ટ તિરસ્કારથી ઉંચું જોઈ કહ્યું "જાઓ." નિરાધાર બનેલા સુલતાને ન છુટકે રજા લીધી.

તરત એક દક્ષણી ગ્રહસ્થ દાખલ થયા. તેમની લાલ પાઘડીથી લાલ જોડા સુધી તેમના પર પેશ્વાઇની અદ્ભૂત છાપ પડેલી હતી. તેમની ઉમ્મર જરા મોટી હતી, અને તેમનો અનુભવ વિશાળ હતો એમ લાગતું હતું. ચાર પાંચ પ્રશ્નો પછી તેમને પણ શેઠે રજા આપી. આ ગ્રહસ્થ કાંઇક ચાલશે એવો શેઠનો અભિપ્રાય થયો.

પણ બીજી પલે ત્રીજા ઉમેદવારને જોતાંજ આ અભિપ્રાય બદલાયો. નવા આવનારનું વદન ગંભીર હતું; તેનાં ડગલાં ધીમાં હતાં; તેનાં નેત્રો નિસ્તેજ હતાં; તેની કમર લચકાતી.

શેઠે તેની સામું જોયું. અને તેની સ્થિર આંખોમાં ન કળાય એવુ હાસ્ય આવ્યું.

"તમારૂં નામ—" શેઠે ગુજરાતીમાં પુછ્યું.

"જી—મધુપર્કશંકર શાસ્ત્રી."

"ક્યાં ના છો?" લગ્ન વખતે મધુપર્કનું આચમન કરતા હોય તેવો સ્વાદ મોઢામાં આવવાથી શેઠે પુછ્યું.

"નડીયાદનો."

શાસ્ત્રીનો ઢાળો ચાળો જોઇ શેઠને કાંઇક સ્ફુરણા થઈ.

"તમે સાક્ષર છો?"

"મારી અલ્પમતિ પ્રમાણે ગુર્જરી દેવીને ચરણે અવાર નવાર 'પુષ્પ પત્રં ફલં તોયં' ધરૂં છું," મધુપર્કશંકરે ગાંભીર્યથી તેમજ સગર્વ નમ્રતાથી જણાવ્યું.

સર મોહનલાલના શાન્તમુખ પર હાસ્ય છવાઈ રહ્યું. આખરે તેને રોકી શેઠે પુછવા માંડયું: "શું પગાર લેશો ?"

"મુંબાઇના જીવન—"

શેઠે ઘડીયાળ સામું જોઇ વચ્ચે પુછયું, "બૈરી છોકરાં છે ?"

"છે" જુબાની આપતા હોય તેવી છટાથી મધુપર્કશંકરે કહ્યું "પણ હાલ મુંબાઇમાં નથી."

"દોઢસો રૂપીયા ને મારે ઘેર રહેવું ખાવું, કેમ લેશો ?"

શાસ્ત્રીએ આંખો ફાડી અને "જેવી ઇચ્છા," આખરે જણાવ્યું.

"આજથી શરૂ કરશો ?"

"હમણાં કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ નથી."

"બેસો ત્યારે. આ પેલું ટેબલ તમારૂં," શેઠે વીજળીની ઝડપથી નિમણુક કરી, હુકમ આપવા શરૂ કર્યા. "હું હમણાં જાઉં છું. સવાપાંચે આવીશ. આ કાગળ લો. એને પચ્ચીસ રૂપીયા મોકલવાના છે, સાથે મોકલવાનો એક સારો કાગળ લખી કાઢો. માણસ જરા મગરૂર છે, તેને એમ નહિ લાગે કે આપણે ધર્માદા કરીયે છીયે."

શેઠે એક કાગળ આપી બીજો લીધો.

"જુઓ આ બીજો કાગળ. એ મનોરમાનો છે." શાસ્ત્રીની આંખો ગભરાટમાં ફાટી.

"મારી સ્ત્રી ડુમ્મસમાં માંદી છે. એને જરા ઠીક લાગે એવો એક કાગળ લખી કાઢો."

"હું—"

"હા. તેમાં શું ? હું આવીને સુધારીશ," કહી શેઠે ઘંટડી વગાડી ને હમાલ બોલાવ્યો.

"હમાલ ! તે બેગ મોટરમધી મૂકવ—"

“ દલાલ !—”

દલાલ ફરીથી પાછો આવ્યો.

“ સર—”

“ જુઓ મી. શાસ્ત્રીનો પગાર–દોઢસો રૂપીયા આજથી ચાલુ કર્યો છે. એમનું નામ નોંધો ને અહિંયા બેઠક આપો. બાકીના ઉમેદવારને તમે મળી, રજા આપો ” કહી શેઠ ચાલી ગયા.

૨.

શેઠ તો ચાલી ગયા પણ મધુપર્કશંકર ચિત્રામણ બની ગયા.

પોતાની નીમણુક–દોઢસો રૂપીયા ને ખાવાપીવાનું મહેનતાણું–શેઠના હુકમો–અને શેઠાણીને આપવાનો પ્રત્યુત્તર–આ અણધારેલા પ્રસંગોની પરંપરાએ શાસ્ત્રીની સ્વસ્થતા હરી લીધી. દલાલે હસીને કાંઇક સવાલો પુછ્યા. પણ તેનો રીતસર જવાબ ન મળવાથી શાસ્ત્રીને મગરૂર સમજી તે ચાલ્યો ગયો અને શાસ્ત્રી તો હાથમાં શેઠાણીનો પત્ર લઈ ઉભાજ થઈ રહ્યા.

પણ જે મધુપર્કશંકરને બરોબર ઓળખે નહિ, તેને આ ગુંચવાડાનું રહસ્ય સમજાય એમ નહોતું.

મધુપર્કશંકર ન્યાતે બ્રાહ્મણ, વાસે નડીયાદી ને અભિલાષે સાક્ષર હતા. એટલુંજ નહિ પણ સૃષ્ટિનું હૃદય ગુજરાત, તેનું મધ્યબિન્દુ નડીયાદ, અને તે બિન્દુતાના આધાર કાંઇક અંશે પોતે એમ દૃઢતાથી માનતા. જગવિખ્યાત ગોવર્ધનરામાદિ નડીયાદી સાક્ષરોનો કીર્તિ મુકુટ તેના માથાપર પડવાને લટકી રહ્યો હતો એવી એમના અંતરને ખાત્રી હતી.

તેને મન, દુનિયા નડીયાદનું માત્ર એક પરૂં હતું. દુનિયાનું સાહિત્ય તેના ગામના સાક્ષરોની ગર્જનાનો આછો પ્રતિશબ્દ હતું. તેનાં માનસિક ચક્ષુઓ સદાય મનઃસુખરામના અસ્તોદયથી ચંદ્રશંકરની “પાંચ કથાઓ”ની ખાણનાં કિંમતી પેબલનાં ચસ્માજ ચઢાવી ફરતી.

મધુપર્કશંકરને જેવી શ્રદ્ધા પોતાની સાક્ષરતા ને નડીયાદની મહત્તામાં હતી તેવીજ પત્નીપૂજામાં હતી. તે ગુજરાતની સ્ત્રીઓને સંસ્કાર અને

સૌંદર્યમાં સૃષ્ટિપર શ્રેષ્ઠ માનતા, અને પોતાની સહધર્મચારિણીને ભૂત વર્ત-માનને ભવિષ્યની સુંદરીઓમાં રહેલી અણમોલી ખુબીઓનું સંગ્રહસ્થાન ગણતા.

જ્યારે સર મોહનલાલે તેને પોતાની પત્નીનો પત્ર આપ્યો ત્યારે તેનું હૃદય ફાટકી ગયું; જ્યારે તેનો જવાબ લખવાનું કામ પોતાને સોંપવામાં આવ્યું ત્યારે પાપી પૃથ્વી રસાતાળ કેમ નહિ ગઈ તેનો વિચાર થઈ આવ્યો. દુનિયામાં શું એવા અધમ પતિઓ પણ વસતા હશે કે કોમલહૃદયી અર્ધાંગ-નાના પ્રેમે પુરેલા પત્રનો જવાબ ભાડુતી કારભારી પાસે લખાવે! મુંબાઇમાં અધોગતિનાં ઉંડાણોમાં પડેલા અનેક પ્રકારના નરાધમો રહે છે એમ એમણે સાંભળ્યું હતું, પણ આ ધનાઢ્યના પત્નીદ્રોહ આગળ તે બધા પણ પુણ્યાત્મા લેખાય! શી હોંસ, શા ઉત્સાહથી, શા અનેરા ભાવોથી આ કોમલાંગીએ સંદેશો પાઠવ્યો છે; અને શી શાન્તીથી, શી ક્રૂરતાથી, શી ભાવહીનતાથી તેનો નિર્લજ્જ પતિ સંદેશાનો જવાબ લખાવતો હતો! મધુપર્કશંકરની છાતીમાં ડુમો ભરાઈ આવ્યો; અને જે ઉગ્રતાથી દુર્વાસા મુનિ લોકોને બાળી ભસ્મ કરતા હતા તેજ ઉગ્રતાથી શેઠના ટેબલ સામું તે જોઈ રહ્યા.

ટેબલપર નજર જતાં શેઠની રોજનીશીપર નજર પડી; તેમ કરતાં, શેઠ હમણાં આવશે એમ ભાન થયું. સાથે દોઢસો રૂપીયા ને ખાવું પીવું—એ મહેનતાણું યાદ આવ્યું. અને વળી કર્તવ્યપરાયણતા ચુકવાથી શું કલંક લાગશે તેનો ખ્યાલ આવ્યો. તરત તેણે હાથમાંનો પત્ર વાંચવા માંડયો:—

ડુમ્મસ તા.

"વ્હાલા,

તમારો પત્ર વાંચ્યો. મારી તબીયેત હવે સુધરતી જાય છે. હવે ક્યારે મળીશું?

લી૦

તમારી મનોરમા."

શું નાનો પણ રસભર્યો પત્ર? શું અક્ષરનો મરોડ? શી લખવાની ઢબમાં સંસ્કારિતાની છાયા? શી નામમાં છુપાયેલી સુકુમારતા?

મુંબાઇના પાષાણ હૃદયના ધનાઢ્યો લોકોની દરકાર નથી કરતા એ જગજાહેર વાત છે, નોકરોની દરકાર નથી કરતા એ નોકર માત્ર જાણે છે. પણ પોતાની કોડભરી સ્ત્રીઓ તરફ પણ આ પ્રમાણે વર્તે છે. આ વિચારથી શાસ્ત્રીને ચક્કર આવવા માંડ્યાં.

તે ટેબલ આગળ બેઠા. તેણે એક કોરો કાગળ લીધો ને જવાબ લખવા માંડ્યો. અનેક મથાળાં કર્યાં, છેક્યાં, સુધાર્યાં, અનેક વાર કાગળો બદલ્યા. બે વાર કલમ બદલી. તેમના રસાળ મગજમાં વિચારનાં ગુંછળાં પર ગુંછળા વળવા માંડ્યાં. આખરે તેમની પરમાર્થ બુદ્ધિ વારે ધાઇ. આ સ્થિતિ, આ નોકરી ઇશ્વરેજ સર મોહનલાલની રસિકતાના ઉદ્ધાર માટે તેમને સોંપી હતી એવું કાંઇક સ્પષ્ટ જણાયું; અને જે અમર સાક્ષરોના મંડળમાં પોતે અગ્રગણ્ય સ્થાન લેવાના છે, તેમની મહત્તાને છાજે એવી રીતે આ કાર્ય પુરૂં કરવાનો સંકલ્પ તેણે કર્યો અને કાગળપર કલમ દોડાવી.

"પ્રિય મનોરમે—

તારા સમાચાર મળ્યા અને મારૂં કરમાતું હૈયું ફરીથી પ્રફુલ્લ થયું. દેવી! તું ક્યારે સંપૂર્ણ રીતે રોગમુક્ત થાય, તેનોજ વિચાર હું અહોનિશ કરૂં છું. મારૂં હૈયું તને મળવાને કેવું તલસે છે તેનો તને ખ્યાલ નથી; પણ થોડા દિવસમાં જાતેજ મળી તેની સાક્ષી પુરીશ.

લી૦

"તારો અધિરો."

મધુપર્કશંકરે સો વાર વાંચી, સુધારી આ પ્રેમપત્ર તૈયાર કર્યો. પણ સંશય એકજ રહ્યો. શુષ્ક શેઠ આ કાગળની શું કિંમત આંકશે?

પણ શેઠ આવ્યા—એક વંટોળીયો આવે તેમ. પાંચ હુકમ દલાલને કર્યા, પાંચ બીજાને કર્યા, ને શાસ્ત્રી તરફ ફર્યા—

"શાસ્ત્રી."

"જી."

"પેલો કુમ્મસ કાગળ લખ્યો ?"

"જી, તૈયાર છે."

"ઠીક પેલા ગુજરાતી ટાઇપ રાઇટર પર ટાઇપ કરી મોકલી આપ. મારી સહી પણ ટાઇપ કરજે. સાંજના મારી મોટર આવશે તે લઈ તારો સામન લઇ આવી વાલકેશ્વર આવજે."

આ શબ્દોના અર્થનો ઉજાસ ગભરાયેલા શાસ્ત્રીના મગજપર પડે તે પહેલાં શેઠ ખંડની બહાર ગયા. જ્યારે આ હુકમનો અર્થ સમજાયો, જ્યારે આ પત્ર વાંચવા જેટલી પણ શેઠે તસ્દી લીધી નહિ એમ ભાન થયું ત્યારે શાસ્ત્રીના તિરસ્કારનો પાર રહ્યો નહિ.

૩.

જ્યાં સામે સાગર સખા કાંઈ કાંઈ ગાઈ અને સામે જ્યાં અનેરી ચંદ્રિકા શાન્ત જગતપર અમી વર્ષાવી મધુપર્કશંકરના સંસ્કારી હૃદયમાં રસની રેલમ છેલ કરે એવો એક નાનો ખંડ તે રાતે તેને સોંપવામાં આવ્યો.

મનોરમા વીશ વર્ષની અને શેઠની બીજીવારની પરણેતર હતી; અને માંદગીને લીધે આજે વર્ષ દિવસ થયાં કુમ્મસ રહેતી હતી. માંદગી કાંઈક ભેદભરી હતી કારણ કે તે વિષે બીજા નોકરો ખુલ્લે દીલે વાત કરતા નહિ. અને હાલ શેઠની આગલી બૈરીનો છોકરો વૃંદાવન પણ ત્યાં હતો. સાંજના આવી મધુપર્કશંકરે આટલી માહિતી મેળવી હતી; અને દીવાનખાનામાં મનોરમા શેઠાણીની છબીને એક ચિત્તે નિરખી હતી.

પોતાના ખંડના મોહક એકાન્તમાં અને આવી સામગ્રીઓથી ઉત્તેજીત થઈ મધુપર્કશંકરે પોતાની કલ્પનાનો ઘોડો મારી મુકયો.

શેઠાણી સુંદર, ને રસઘેલી છે એ ચોક્કસ લાગ્યું; શેઠ શુષ્ક ને રસહિણ છે તે પણ નિર્વિવાદ હતું. અને આ બે વચ્ચે શું વિરોધ હતો ? શેઠ મનો-

રમાને શા માટે દૂર રાખતા હતા? શા માટે તેની સાથે આવી ક્રૂર ઘાતકી ચાલ ચલાવતા હતા?

અને કેવી સુંદરી! તેનો ખ્યાલ લાવતાં શાસ્ત્રીના સંસ્કારી હોઠપર મહાકવિ કાલીદાસના કાવ્યનું ગુર્જર મહાકવિ નાનાલાલનું ભાષાંતર યાદ આવ્યું—

"નાજુક, યૌવન ઉગતી, અધરે બિમ્બશો, નાભિ ઉંડી,
દાડમી દન્તજ, ચકિત મૃગી શી દૃષ્ટિ, કટિ પાતળી, ને
સ્તન ઝોલે કંઈ નમી, મલપતી ચાલ નિતમ્બ ભારે:
એવી હશે ત્‍હાં યુવતિ સૃજતાં સર્જી વિધિએ શું પ્‍હેલી."*

આવા વિચારો કરતાં, આ શ્લોક બબડતાં આખરે શાસ્ત્રી સુતા ને કાંઈ કાંઈ સ્વપ્નાંઓ જોવા લાગ્યા.

× × ×

શું થશે; કેવો જવાબ આવશે; જવાબ વાંચી શેઠ શું કહેશે; રખેને આવી સારી નોકરી છોડવાનો વખત આવે: આ સંકલ્પ વિકલ્પ કરતાં ત્રીજે દિવસે મધુપર્કશંકર ટપાલની રાહ જોવા લાગ્યા.

આખરે ટપાલ આવી, અને સર મોહનલાલે એક વગર ફોડેલો કાગળ મધુપર્કશંકરની ટેબલ પર નાખ્યો.

"શાસ્ત્રી! આ વાંચી એનો જવાબ લખી દેજે. આજે જરૂર જાય હો."

શાસ્ત્રીને શાતા વળી, અને શેઠ તરફ વધારે તિરસ્કાર છુટયો. શું આ તે માણસ કે રાક્ષસ? પ્રભુ શું એને હૃદય આપવાનુંજ ભુલી ગયા છે?

જેવા શેઠ બહાર ગયા કે મધુપર્કશંકરે કાગળ ફોડયો.

કુમસ, તા૰

વ્હાલા,

પત્ર મળ્યો. આપના પત્રમાં રમી રહેલી ઉર્મિઓને કઇ અભાગિણી નહિ વધાવી લે? આટલા બધા વ્યવસાયમાં, આટલે વર્ષે પણ દાસીને માટે

*ઉત્તરમેઘ.

આવી લાગણી ધરાવો છો એ જોઈ હું ઘેલી બની છું. આપ દર્શન આપી મને ક્યારે કૃતાર્થ કરશો.

લી० વિરહીણી,

"મનોરમા."

મધુપર્કશંકરની નાની આંખોમાં વિજયનાં તેજ સ્ફુર્યાં. તેની ધારણા ખરી ઠરી. મનોરમા રસિક હતી; કોડીલી હતી; માત્ર આ ભાવહિણા ભરથારને પાને પડી ઝુરાઈ મરતી હતી; અને પ્રભુએ આ કરમાતી વેલી સજીવન રાખવા વાદળી બનાવી પોતાને મોકલ્યા હતા.

દુનિયાનાં દુ:ખ ટાળવા ઇસુ ખ્રીસ્ત શુળીએ ગયો ત્યારે જે સંતોષ તેના હૃદયમાં થયો હતો તેવો કાંઇક મધુપર્કશંકરના હૃદયમાં અત્યારે થયો. શુદ્ધ ને સાત્વિક હેતુથી પણ તેણે શી ચાણાકય નીતિ ચલાવી હતી!

એણે ગોવર્ધનરામ સ્મર્યા, નાનાલાલનું માનસિક આવાહન કર્યું, અને લઈ કલમને જવાબ લખવો શરૂ કર્યો.

"પ્રિયે,"

તારો પત્ર મળ્યો. આહા! શું પત્ર!! ધંધાની ધમાલમાં મેં કેવું રત્ન અણુપારખ્યું રહેવા દીધું, શું અનેરા સુખના લ્હાવા જતા કર્યા! મારો પસ્તાવો હું પત્રમાં શી રીતે વ્યકત કરૂં? તારો ક્ષમાશીલ સ્વભાવ, એજ મારી એક પુરી આશા છે.

હવે માત્ર થોડાજ દિવસ છે; પછી હું આવીશ. નહિ તો જ્યાં આપણે સાથે, એકમેકથી પ્રેમ લ્હાણુ લેતાં દેતાં, સુખસરિતામાં વહી શકીએ એવા રમ્ય સ્થળમાં વસીશું; ને—

"વિરહ ગુણ્યા વિવિધ નિજના કોડ સૌ આપણે એ
પછી પુરીશું ઉતરી શરદે રાત્રીએ ચન્દ્રિકામાં."

લી० તારો,

મોહન.

આ પત્ર ગયો અને મધુપર્કશંકર મહા મુશ્કેલીએ જીવ ઠેકાણે રાખી શક્યા; ઉઠતાં, બેસતાં, જાગતાં, ઉંઘતાં તે મનોરમાનું રટણ કરવા લાગ્યા— માત્ર પરમાર્થ બુદ્ધિથીજ. ત્રીજે દિવસે ફરીથી જવાબ આવ્યો.

ડુમ્મસ, તા૦

વ્હાલા,

પત્ર મળ્યો. હું ખુશીમાં છું. બે વખત થયાં તારા પત્રો વાંચી આ તૃષાર્ત ચાતકીને સ્વાતીનો સ્વાદ મળ્યો છે. તારા શબ્દોમાં રહેલો રસ, તારા ભાવોની નિર્મલતાએ મને ઘેલી કરી છે. શુદ્ધ ને સાત્વિક પ્રેમની આ પ્યાસી બાલાને તેં આજ સુધી શા માટે રઝળાવી? હશે. પણ હવે ન રઝળાવવી તારા હાથમાં છે.

રસીયા! કયારે મળીશ? પત્ર જેવા શુષ્ક સાક્ષી વિના કયારે તારા શબ્દો સાંભળીશ?

લી૦ અધિરી,

મનોરમા.

આ પત્ર વાંચી મધુપર્કશંકરના હૃદયમાં આલ્હાદના વંટોળીયાની આંધી ચઢી. પા કલાક સુધી તેના અભિપ્રાયો ઉખડ ગયા, વિચારનાં તેજ બુઝાઈ ગયાં; માત્ર આનંદનો સુસવાટો થઈ રહ્યો. તેણે પત્ર સામું જોયા કર્યું. તે માત્ર મનોરમાનું નામજ રટી રહ્યા.

આ આંધીનું જોર નરમ પડતાં અનેક સંકલ્પ વિકલ્પો પેદા થયા. આ જાતનો પત્રવ્યવહાર શેઠની જાણમાં આવે અને નોકરી જાય તો?

વળી એમ પણ ફરી પ્રશ્ન થયો, કે પરસ્ત્રી જોડે આવો વ્યવહાર શું વાસ્તવિક ગણાય? આ પ્રશ્ને કયાં સુધી તો તેમને પજવ્યા પણ જવાબ લખવાનો વખત થયો એટલે તેનું નિરાકરણ ઝટ દઈને થવા લાગ્યું. તેમને એટલું તો સ્પષ્ટ લાગ્યું કે પોતે નિર્વિકાર હતા; માત્ર એક શુષ્ક જીવનમાં અમી રેડવાના નિઃસ્વાર્થ હેતુથીજ આ પ્રકારનો પત્રવ્યવહાર ચાલુ રાખવાનું રંજ વેઠતા હતા; અને શેઠે તેમને પત્રવ્યવહાર કરવાનું કામ સોંપ્યું હોવાથી તે સંપૂર્ણ ને

સરસ રીતે બજાવવું તેમાં કર્તવ્યપરાયણતા શિવાય બીજું કાંઇ પણ તેમની તીક્ષ્ણ બુદ્ધિને દેખાયું નહિ.

મધુપર્કશંકર આવા સ્તુત્ય વિચારોથી પ્રેરાઇ જવાબ લખવા બેઠા.

ડુમ્મસ ને મુંબાઈ વચ્ચે રસ ને સાહિત્યની રેલમછેલ મચી રહી, અને મધુપર્કશંકર સાતમા આસમાનમાં ઉડવા લાગ્યા. સવારે ઉઠી તે મનોરમાના પત્રોનું પારાયણ કરતા. બપોરે તેને ગજવામાં રાખી તેનું સ્મરણ સતેજ રાખતા. અને રાત્રે પાછું પારાયણ કરી સ્વપ્નામાં તે ફરીથી વાંચતા. બાકીનો વખત આવતા કાગળમાં કયા ભાવો લખવા, કયા કવિની લીંટીઓ ટાંકવી, કયા શબ્દોએ મનોરમાને સંબોધવી એવા વિચારોમાં જતો.

તેને પોતાની કર્તવ્યપરાયણતામાં શ્રદ્ધા અડગ હતી; અને તે શ્રદ્ધા સફળ થતી જોઇ તેમનો સાક્ષરી કીડો નાચી રહ્યો. જાણે પત્થરની પાળ તુટતાં પાણી ચોમેર જોસમાં ફરી વળે તેમ શેઠની શુષ્કતા જતાં મનોરમાનાં હૃદય અને લેખિની એ પણ ચારે દિશા રસરસાકાર કરવા માંડી હોય એમ લાગ્યું. એક સાધારણ ગુજરાતણને આવી છટાથી ને સંસ્કારિતાથી પ્રેમપત્રો લખતાં જોઇ ગુજરાતઘેલા મધુપર્કશંકરની દેશપ્રેમી આંખોમાં ગર્વનાં ઝળઝળીયાં આવ્યાં. તેમાં તેના છેલ્લા કાગળે તો હદ કરી.

"ઘેલા મારા મોહન !

તારી વિરહિણી મનોરમાનાં પ્રેમ સ્મરણો સ્વીકારજે. હવે તો રોમે રોમ તારૂં નામ રટે છે ને સાક્ષરશિરોમણીના શબ્દોમાં હૃદય રટે છે કે—

"ગોપિકા ઘણી ઘણી રૂવે છે કુંજ કુંજમાં<br>
રોતી મુકી સર્વને તું કૃષ્ણચંદ્ર ક્યાં ગયો ?<br>
પદ્મમાળ પાણીમાં ઉંચા વિકાસી મુખને<br>
જોઈ રહેતી વ્યોમમાં રસિક ભ્રમર ક્યાં ગયો ? [૧]

---

૧ સરસ્વતીચંદ્ર.

એ રટણુ ક્યારે સફલ થશે? એ ઉર્મિઓનું તોફાન ક્યારે શમશે? આવતે શનીવારે તમે અહિંયા આવવાનું વચન આપ્યું હતું. આવશો? હવે મારાથી ધીરજ રખાતી નથી. નહિ તો હું આવીશ.

લી૦ અધિરી
મનોરમા.

આ કાગળ વાંચતાં મધુપર્કશંકરના હાથમાં પરબીડીયું હતું તેમાંથી બીજો કાગળ નીકળ્યો.

"મારા હૃદયની કરમાતી વાટીકાના રસિક માળી તું ક્યાં સુધી મારો અજાણ્યો મોહન રહેશે? હૃદયની ઓળખાણ ને નયનોની ઓળખાણુની સિદ્ધિ અપાવે એવી તક આવતે શનીવારે પ્રભુ અપાવશે. હું મધ્યરાત્રીએ રાતે બાર વાગે પહેલે માળે મારા ખંડમાં તારા નામની જપમાળા જપતી બેસીશ."

આ પત્ર વાંચતાં મધુપર્ક શંકરનું મગજ ચકર ચકર ફરવા લાગ્યું. પહેલાં તો જાણે પગ નીચે ઝેરી નાગ ચગદાયો હોય ને થાય એવો માનસિક આઘાત થયો અને બીજી પળે જીર્ણ ઝુંપડીને રત્નજડીત મહેલ બની જતાં જોતા કોઈ અલાદીન જેવી તેની સ્થિતિ થઈ. આ બધા રસિકપત્રો સર મોહનલાલ માટે નહોતા; તેમાં સ્પષ્ટ દેખાતી અધિરાઈ તેને મળવા માટે નહોતી. આ ચતુર પદ્મમાળ તો ખરા પરાગઘેલા ભ્રમર માટે તલસતી હતી. આ ખાત્રી થતાં તેનું હૈયું થનગન થનગન નાચવા માંડ્યું.

પણ મધુપર્કશંકર ડહાપણનો ભંડાર હતા; અને તેના ને મનોરમાના સંબંધે નવું ને ભયાનક સ્વરૂપ પકડ્યું તે તેના ધ્યાન બહાર નહોતું. પહેલાં તો શેઠાણીને આમ છુપી રીતે મળવું તે સારૂં કે નહિ એ સવાલ હતો. વળી નડીયાદમાં કુવાપરથી બેડું વહેતી નિર્દોષ સહધર્મચારિણીની છબી જે ગઈ વખતે હૃદયમાં છપાઈ હતી તે નજર આગળ ખડી થવાથી બીજો પ્રશ્ન ઉભો થયો.

એક તરફ રસિક, પ્રણુયી વિના ઝૂરી મરતી મુંબાઇની સુંદરી; બીજી તરફ પતિપરાયણા ગામડીયણુ. એક તરફ કાવ્યમયતા, રસિકતા, ને આત્માના

અનેરા આલ્હાદ; બીજી તરફ, પત્નીવ્રત, ડહાપણ ને ભાવી પ્રજાને ખોટો બેસતો દાખલો!

મધુપર્કશંકરે પોતાના પ્રિય લેખકો સંભાર્યા. તેમનાં કથનો ને દાખલા સંભાર્યા. પણ કોઈ પણ સાક્ષર કે તેણે પેદા કરેલો કોઈ પણ નાયક આવી વિટમ્બનામાં ફસ્યો હોય એવું લાગ્યું નહિ. તેણે આંખો મીચી, ને તેના જેવા દુનિયાના એક આધારરૂપ સાક્ષરને છાજે એવો રસ્તો દેખાડવા તેત્રીશ કરોડમાંથી જે દેવને ફુરસદ હોય તેને વિનતી કરી. આખું ભાવી જગત આ નિશ્ચયપર મદાર રાખી એક પગે થઈ રહ્યું હોય એમ તેને લાગ્યું. મહાભિનિષ્ક્રમણ કરતી વખતે ગૌતમ બુદ્ધની પણ આટલી ગંભીર સ્થિતિ નહિ હશે એવો પણ કાંઇક ખ્યાલ થયો.

આખરે પરમાર્થ બુદ્ધિનો વિજય થયો. સ્વર્ગ લોકમાં દેવનાં દુંદુભી ગગડયાં. મધુપર્કશંકરના હૃદયે ચોખ્ખો માર્ગ દીઠો.

મનોરમા માત્ર દર્શનાભિલાષી હતી અને નિષ્પાપ હતી. તેને તો માત્ર પોતાના રસિક હૃદયની સરિતા ન સુકાય માટેજ કોઇ રસેશ્વરનાં દર્શન કરવાં હતાં. એમાં શું ખોટું? એમાં કયાં પાપ સમાયું?

પોતાનું પણ હૃદય શુદ્ધ ને સાત્વિક હતું; પોતે નિષ્કામ હતા; ફળની આશા રાખ્યા વિના કર્મયોગ આચરતા હતા. વળી તે જો મળી મનોરમાને બે વચન કહેશે તો તેનું પણ મન શાન્ત થશે. આમાં સહધર્મચારિણી પ્રત્યે કાંઇ દ્રોહ ન હતો. પોતે તો તેનાજ હતા ને તેનાજ રહેવાના.

ઉલટું, જો કોઇ પ્રકારની કાયરતાને વશ થઈ આ રસ્તો તે ન લે તો શું શું થાય? કાં તો મનોરમાની ઉગતી રસિકતા દબાઈ જાય અથવા કોઈ અપાત્ર તરફ વળે; ને પોતે કર્તવ્યપરાયણતાથી ભ્રષ્ટ થાય, સદાને માટે ભાવી જીવનચરિત્ર લેખકોની નિંદાને પાત્ર થાય, અને સાક્ષરતા સફલ કરવાનો અનેરો લ્હાવો ખોઈ બેસે!

વળી, આવો નિર્મળ ને રસિક પ્રસંગ મેળવવાને કોઈ પણ સાક્ષર ભાગ્યશાળી થયો નહોતો તેમ તેમનાં છપાયેલાં ને અણછપાયલાં જીવનચરિત્રો

ઉપરથી પૂરવાર થતું હતું. અને વિધિએ આવો પ્રસંગ તેનેજ મોકલ્યો તેનો એટલો જ મુદ્દો હોવો જોઇએ કે તેનો લાભ લઇને સાક્ષરતાની અસ્પર્શ્ય ટોચે તે ચઢી શકે.

આ વિચારે તેનું ઢીલું મન દૃઢ થયું. મનમાં ભર્તૃહરિનો શ્લોક સ્ફુર્યો.

**अद्यैव वा मरणमस्तु युगान्तरे वा—**

આ વિચારમાળા શેઠ આવ્યા ને તુટી.

"શાસ્ત્રી, પરમ દહાડે શનીવારે મારી જોડે કુમ્મસ આવવાનું છે."

શેઠ ચાલ્યા ગયા; ને હૃદય કાંઇ ગણગણ્યું.

"પ્રેમીએ પ્રેમપથિ પારખ્યો.
જાણે આત્માએ આત્મનને ઓળખ્યો–"

પણ તરત તેણે ભર્તૃહરિની કડી પુરી કરી.

**"न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥"**

૫

જાણે ફીરસ્તાની પાંખ પર મુસાફરી કરતા હોય તેમ શનીવારે સાંજના મધુપર્કશંકર કુમ્મસ પહોંચ્યા.

તેણે બંગલાના દરવાજા આગળ 'યુવતિ સૃજતાં સર્જી વિધિએ શું પહેલી' ને જોવાની આશા રાખી હતી; પણ તેને બદલે શેઠનો છોકરો વૃંદાવન મળ્યો. તે જરા ઉદ્ધત, તોફાની ને અસંસ્કારી શાસ્ત્રીને લાગ્યો; તેની વાત ને હાસ્ય કાંઇક અપમાન ભર્યાં જણાયાં. પણ પોતાના મનમાંજ મશગુલ બની રહેલા મધુપર્કશંકર આવી નજીવી ચીજોની દરકાર કરે એમ નહોતા.

મધુપર્કશંકરને ભોંયતળીએ દાદરની પાસે એક ખંડ આપવામાં આવ્યો. પહેલે માળે એક બાજુપર મનોરમાનો ખંડ હતો, ને બીજી બાજુએ નર્સનો ખંડ હતો. શેઠ અને વૃંદાવન બીજે માળ સુવાના હતા.

વાતમાં એમ પણ એણે જાણ્યું કે મનોરમાની તબીયેત જરા અસ્વસ્થ હોવાથી તે પોતાના ખંડમાંથી બહાર આવી નથી; અને સુરતમાં કાંઈ કામ હોવાથી નર્સ રાતે ત્યાં જવાની હતી. મધુપર્કશંકરને પરિસ્થિતિ ઘણીજ સાનુકુળ લાગી. મધુપર્કશંકર આનંદની લહરીઓપર હિંચતા હતા, અને શેઠ ને વૃંદાવન શું કહેતા તે પણ તે પુરેપુરૂં સાંભળતા નહોતા. તેમને સદ્‌ભાગ્યે વનુ એટલો વાતુડીયો હતો કે, બીજાને બોલવાની ઝાઝી તસ્દી પડતી નહિ. કેમે કર્યા તેઓ જમીને ઉઠ્યા. થોડી વારે શેઠ મનોરમાના ખંડમાં ગયા.

વનુએ મધુપર્કશંકરની સાક્ષરતા ન સમજાય એવી રીતે વખાણી. તેના કેટલાક શબ્દોથી તો શાસ્ત્રીને પળવાર ફાળ પણ પડી કે તેનો પત્રવ્યવહાર આ ચીબાવલો છોકરો વાંચી ગયો છે કે કેમ. પણ મનોરમા જેવી બુદ્ધિશાળી સ્ત્રી એમ ન થવા દે એમ માની તે વ્હેમ મનમાંથી દૂર કર્યો. આખરે ન સમજાય એવી મશ્કરી કરતો વનુ પણ સુવા ગયો.

હજુ તો નવ વાગ્યા હતા અને મધુપર્કશંકર ઓટલાપર ઘડીઓ ગણવા બેઠા. પણ જેમ જેમ વખત પાસે આવતો ગયો તેમ તેમ હૃદયના ધબકારા ધીમા પડતા ગયા અને હિંમત શોધતાં જડવી મુશ્કેલ થઈ પડી. જ્યારે શેઠ પોતાના સુવાના ખંડમાં ચાલી ગયા, અને નોકરોએ દાદરપરની બત્તી બુઝવી નાખી ત્યારે તો એમનું હૈયું બુઝાઇ ગયું હોય એમ લાગ્યું; અને નીરાંતે પથારીમાં સુઈ જવાનું મન થયું.

પણ તેમનો રસિક જીવડો જંપીને તેમને બેસવા દે એમ નહોતો. મનોરમાને નિરખવાની ને મળવાની તક, તેના જેવી રસિક યુવતી જોડે વાર્તાલાપનો અમુલ્ય લ્હાવો, પોતાની સાક્ષરતા ને રસિકતા દાખવવાનો આવો વિરલ પ્રસંગ આ છોડવાં એ હિચકારાપણું હતું એટલું નહિ પણ પોતાની ભાવનાઓને અને ભાવી પ્રજાને દ્રોહ કર્યા બરોબર લાગ્યું, અને આવી અદ્‌ભૂત રસિકાએ સ્વાભાવિક શરમાળપણું છોડી તેને આવું નિમંત્રણ આપ્યું હતું. ભારે નયને ને ધ્રુજતે હૈયે તે અત્યારે તેની વાટ જોતી હશે, તેના પત્રો વાંચી વાંચી પળો વિતાવતી હશે, પોતે ન જાય તો જરૂર તે રોઈ રોઈ આખી રાત

ગાળશે–ને સંસ્કારી આત્માના અનેરા સંબંધ વગર ઝુરી ઝુરી મરશે–આવા વિચારે પીગળી જવાની અણીપર આવેલા પોતાના સંકલ્પને તે દૃઢ રાખી રહ્યા.

હૉલની ઘડીયાળમાં સાડા અગીયાર થયા અને મધુપર્કશંકર બેઠા હતા ત્યાંથી ઉભા થઈ ગયા. કયાં સુધી ' હેમલેટ'ની માફક જવું કે ન જવું તેનો ફરી વિચાર કર્યો; કયાં સુધી પોતે રખેને સ્વાર્થ બુદ્ધિથી તો આ પગલું નથી ભરતા તેનું નિરાકરણ કર્યું; કયાં સુધી દૂર વસતી સહધર્મચારિણીનો દ્રોહ તો નથી થતો તે શંકાનું સમાધાન કર્યું; કયાં સુધી ઉપર જઇ કેવા પ્રકારનો વાર્તાલાપ કરવો તેનો વિચાર કર્યો.

તે ઉભા થયા ને આખા ઓટલાપર નજર નાખી–પણ કોઈ નહોતું; દાદર-પર નજર નાખી ત્યાં પણ કોઈ નહોતું. સમય ને સ્થળ સાનુકુળ હતાં. તેણે ધીમેથી દાદરપર ચઢવા માંડયું; દાદર કેમ વટાવ્યો તેનું ભાન રહ્યું નહિં. ઉપર જઈ દાદરનો કઠેરો પકડી, મનોરમાના સુવાના ખંડ તરફ નજર નાખી મધુપર્કશંકર ઠરી ગયા.

તેનું ડગલું હાલ્યું નહિં; તેના હૈયાનો દીપ હોલવાઈ ગયો; તેને અંગે-અંગ પરસેવો થઈ રહ્યોઃ તેનું માથું ખભાપર હતું કે નહિં તેનો સ્પષ્ટ નિર્ણય થઈ શકયો નહિં. મધુપર્કશંકર, ભગવાને ગીતા ભણવા માંડી તે પહેલાં અર્જુનની હતી એવી સ્થિતિમાં આવી પડ્યા.

તેણે ચિત્તને જેમ જેમ સ્થિર કરવાની મથામણ કરી તેમ ચિત્ત ચારે તરફ સરી જવા લાગ્યું. તેને એકજ દિશા દૃષ્ટિએ પડવા લાગી–નીચે ઉતરી જવાની.

પણ પગ નહોતા આગળ ચાલતા ને નહોતા પાછળ ચાલતા. કપાળ-પરથી પરસેવાના રેલા ઉતરવા માંડયા–મહામહેનતે તેણે ધોતીયા વતે તે લુછી નાંખ્યા.

થોડીવાર આમ ને આમ મધુપર્કશંકર ઉભા. ચારે તરફ શાન્તિ હતી તેથી કાંઇક સ્વસ્થતા આવી. આવે પ્રસંગે શું કરવું તે તેને સુઝયું

નહિં; અંતરમાં તો એવું અકળામણ થવા લાગ્યું કે ચીસ પાડવાનું મન થયું.

આવી ભયાનક પળે મરતો માણસ જેમ પોતાના દેવને સંભારે–મરતો યોધ્ધો જેમ પોતાના દેશને યાદ કરે તેમ તેણે તેના જીવનના જ્યોતરૂપ સાક્ષરોને સંભાર્યા;—પણ દુર્ભાગ્યે તે બધામાં ન્યૂનતા દેખાઈ.

કોઇએ આવું અટપટું ભયસ્થાન જીવનમાં અનુભવ્યું નહોતું. કોઇએ આવો પ્રસંગ કલ્પ્યો નહોતો, ચીતર્યો નહોતો. તે અંધકારમાં તેણે દયામણે ચ્હેરે આ બધા મહાત્માઓની હૃદયમાં સ્થાપેલી મૂર્તિઓને મૂગી પ્રાર્થના કરી–તેમને નિઃશબ્દ ઠપકો દીધો. ભક્તને આવો નિરૂપાય રાખ્યો તેથી તેમના તરફ તિરસ્કાર દાખવ્યો. રસ ગુંચવાડામાં પડેલા રસિકના ઉદ્ધાર અર્થે એક મોક્ષમંત્ર શું તેમને નહોતો જડયો? સરસ્વતીચંદ્ર ને કાંઇક આવો આછો પ્રસંગ મળેલો–પ્રિયતમા અને પોતાની વચ્ચે બારણું બંધ રાખી ક્યાં સુધી તેણે સંકલ્પ વિકલ્પ કરેલો પણ તે વીર પોતાના ખંડમાં નીરાંતે હતો–દાદરનો કઠેરો ઝાલી ખુલ્લી ચાલમાં તે ઉભો નહોતો; અને તે તો સ્વાર્થબુદ્ધિથી હાથથી ગયેલી પ્રિયતમાને પોતાની ઉર્મિઓ જણાવા માગતો હતો–તે કાંઈ કરમાઈ જતી વેલીને સજીવન કરવા હાથમાં રસ–કુપ્પો લઈ કર્તવ્યપરાયણતામાં મચ્યો નહોતો!

એકદમ દૂરથી એક અવાજે શાન્તિનો ભંગ કર્યો–મધુપર્કશંકરની વિચારમાળા તુટી ને તે અંગેઅંગ કાંપવા લાગ્યા. પણ તરત ભાન આવ્યું એ તો માત્ર ભૂલા પડેલા ગધેડાનો ભુંકાર હતો.

પણ અલ્પપ્રાણિને પણ ગુરૂ કરવાની નમ્ર મહત્તામાં મધુપર્કશંકર ગુરૂ દત્તાત્રયથી ઉતરે તેમ નહોતા; અને આ નાદ જાણે રસયુદ્ધમાં પાછા પડતા પાર્થના પ્રોત્સાહન માટે હૃષિકેશે પાંચજન્ય વડેજ કર્યો હતો એવો કાંઇક ખ્યાલ મધુપર્કશંકરના હૃદયમાં ઉદ્ભવ્યો. તે ઉદ્ભવતાંજ જાણે રસેશ્વર ભગવાનને કાનમાં મંત્ર ઉચ્ચારતા સાંભળ્યા.

"निराशी निर्ममो भूत्वा युद्धस्व विगतज्वरः ।

હિંમતથી તેણે એક ડગલું ભર્યું-બારણું ધકેલ્યું-ને બારણું ઉઘડતાં ઉમરાપર જઈ ઉભા. ઉપર જોયું, નીચે જોયું, ચારે દિશામાં જોયું-બધું શાંત હતું. તે ખંડમાં પેઠા. એક ઝીણો દીવો બળતો હતો-સુંદર પથારીમાં કોઈ સુતું હતું.

મધુપર્કશંકરે દયા ખાધી; વાટ જોતાં જોતાં બીચારીને ઉંઘ આવી ગઈ, પોતે કેવો દયાહિણો!

તે આગળ વધ્યા. ઓરડામાં બધું શાન્ત હતું-માત્ર ખાટલાપરથી કોઇનો શ્વાસોચ્છ્વાસ સંભળાતો.

તે ખાટલા પાસે આવ્યા, ઉભા રહ્યા,. અને ઓઢવાનાંને સ્પર્શ કરી 'મનોરમે' સંબોધવા જાય છે ને પથારીપર માણુસ દુહ્યું.

તે માણુસ નહોતું-ડાકેણ હતી. રોગથી કાળી પડેલી ચામડી-ક્ષીણ થયેલા શરીરની ભયાનક રેખા-બહાર નીકળેલા દાંત ને ફાટી, ગાંડપણુભરી મોટી આંખો-આ ભયંકર લાલિત્ય ધારતી મનોરમાએ સુકાયેલા આંગળાના પંઝાવતી મધુપર્કશંકરને પકડયા.

બેઠેલા કઠોર ઘાંટે તે બોલતી હતી. "મૂઆ વનીઆ, સાવકી માને ઝેર પાવા આવ્યો છે મૂઆ તારો પ્રાણ લઉં."

મધુપર્કશંકર કાંપી રહ્યા. શરીર પરસેવાથી તરબોળ થઈ રહ્યું. મનોરમા તો વાઘેણ જેવી વળગી તેને નખોરીયાં દેવા લાગી. ન બોલાય, ન મદદ મગાય એવી કઢંગી સ્થિતિમાં રસયુદ્ધ પર ચડેલા રસિકે કેમ કેમ દ્વંદ્વ યુદ્ધ આરંભ્યું. મનોરમાનો જુસ્સો જબરો હતો-શાસ્ત્રીજી પણ જીવલેણ ઝપાઝપી કરતા હતા.

પાંચ મીનીટ આ યુદ્ધ ચાલ્યું. તેમને યાદ ન રહ્યું કે આ દૈવી યુદ્ધ ચાલ્યું તે વખતે સદ્દગત સાક્ષરોએ આકાશમાં ઉભા રહી તેમનું દાક્ષીણ્ય વખાણ્યું કે નહિં. આ મહાભારત પ્રસંગ જોઈ પ્રણુયીની વારે ધાનાર કોઇ દેવે અક્ષર ધામમાંથી પડતું મુકવાની તૈયાર કરી કે કેમ તેનો પણ નિર્ણય તે કરી શકયા નહિં.

આખરે મનોરમા થાકીને પડી ગઇ. એક ફલંગે મધુપર્કશંકર બારણે પહોંચ્યા, ને જાણે બીજીજ ફલંગે દાદરનું છેલ્લું પગથીયું હાથ લાગ્યું એમ ભાસ્યું.

ફાટેલે પહેરણ ને ધોતીયે, નખચંદ્રથી ઘવાયેલે શરીરે જીવતા મૂએલા મધુપર્કશંકર દાદર આગળ પડી રહ્યા.

ઘરમાં શાન્તિ હતી.

થોડી વારે બીજે માળથી જાણે વૃંદાવનનો હોય એવો અવાજ આવ્યો.

" મધરાતના પહોર અઘોર હતા
અંધકારના દોરજ ઓર હતા
તારા નયનોમાં મોર ચકોર હતા
રસતેજ નીહાળી નમું હું નમું "

મનોરમાને કયો ગેબી રોગ થયો હતો અને કયે હાથે તેના પત્રો લખાયા હતા એ જ્ઞાનનું તેજ મધુપર્કશંકરના મગજમાં પ્રસર્યું એટલે કયા કવિએ એ વાક્ય લખ્યું છે તે વિચાર્યા વિના તે મનમાં બબડયા **"भगवति वसुंधरे देहि मे विवरम्॥**

પરોઢીયે સુરતના સ્ટેશનપર થાકયો હાર્યો યુવક, મોઢાપરના ઉઝરડા સંતાડતો મુંબઇની ટીકીટ લેતો હતો.

# એક સ્વપ્નું.

એક પળમાત્ર હું જોઈ રહ્યો. સમી સાંજના શાંત વાતાવરણમાં પક્ષી સરે એમ હું સરી રહ્યો હોઉં એમ લાગ્યું............

તે મારી સામે બેઠી હતી. ખંડ મારો હતો એમ લાગતું હતું–તે ઘણો પરિચિત ને પ્રિય લાગતો.

પ્રકાશ ચંદ્રનોય ન હોતો ને નહોતો સંધ્યાનો પણ કાંઇક બેરંગી હતો. વિશ્વકર્માએ સર્જનકાલે કાંઇક આવા સ્વયંભૂ તેજમાં નક્ષત્રગણો ઘડયાં હતાં. તેમાં હતાં આલ્હાદ, મીઠાશ ને મદ–પણ ચીજો એકસરખી કે સ્પષ્ટ દેખાતી નહિ.

પણ આ પ્રકાશમાં તેના આકર્ષક કાળા કેશ મારી આંખ આગળ તરી રહ્યા હતા. ઉષાના આભાસમાં અસ્પષ્ટ થતા ચંદ્રમા જેવું તેનું મુખ હતું. તેના સુકુમાર અંગોનું રેખા લાલિત્ય અદ્દ્ભૂત હતુંજ એ તો ચોક્કસ લાગે છે.

વિગત નોંધવાનું મને સ્વાસ્થ્ય નહોતું. પણ તેના લાલિત્યની મોહિનીએ મને મહાત કર્યો હતો. હું તેના માધુર્યની પ્રસાદીથી પરમાનંદ અનુભવતો હતો. મારી રગોમાં અભિનવ નૃત્ય ચાલતું હતું; મારા હૈયામાં પૂર આવ્યું હતું. આગલી કે પાછલી પળનો વિચાર કર્યા વિના હું સહજીવનની સનાતન ઇચ્છાના પ્રબલ પ્રવાહમાં તણાતો હતો, તેનાજ હાસ્યપર આખા જીવનની ઉમેદ રચી હતી, તેના મીઠા વચનામૃતને પાનેજ પ્રાણ ટકાવી રહ્યો હતો.

આ બધું આકર્ષણ શાથી હતું, કયારે શરૂ થયું, શા હેતુથી આદર્યું તે કાંઈ સમજાયું નહિં. મારે પત્ની હતી કે નહિં, બીજાં સંબંધીઓ હતાં કે નહિં તેનો વિચાર કરવાની મને નહોતી ફુરસદ કે નહોતી ઇચ્છા. જેમ કૌમુદીમાં કમલ વિકસે તેમ હું વિકસ્યો. મારી જીભે કોઇ અપરિચિત સરસ્વતી આવીને બેઠી. મારા વિચારોનાં ગુંછળાં કાંઈ અણુધાર્યાં ઉકલ્યાં. મારી રસિકતાની સમૃદ્ધિ ઉભરાઈ રહી, કદી ન દીઠો હતો એવો પ્રભાવ અનાયાસે મારાથી દર્શાવાઇ ગયો.

અમે હસ્યાં; અપરિચિત છતાં પરિચિત વાર્તાલાપમાં મજાહ માની રહ્યાં; મારા હૃદયમાં વિજયની પ્રબલ લાલસા પ્રગટી. જહાંગીર ને એંટનીની સૌંદર્ય સેવાનો તો મારે મન કાંઈ હિસાબ રહ્યો નહિ. મારી તે કોણ હતી તે કાંઇ યાદ નહોતું. તે કયાંથી આવી હતી તેની ખબર નહોતી. કોઈ મોટા કર્મવીર, ધનવીરની તે કાંઇ સંબંધી હતી એવું કાંઈ જ્ઞાન મગજમાં હતું. ક્ષણે ક્ષણનું સૌભાગ્ય હું ભોગવતો હતો. બીજી ક્ષણની પરવા નહોતી........

હું ફાલ્યો ફુલ્યો રહયો હતો; જીવન મધમધી રહ્યું હતું. હું તેની સાથે ફર્યો-એક વખત તો ચોક્કસ. ડગલે ડગલે તે દેવાંગનાનો ભાસ દેતી. દિશાને કાલથી હું તો વ્યતિરિક્ત જેવો લાગતો હતો એટલે સ્થલ કે સમયનું કાંઈ ઠેકાણું નહિં રહ્યું. એક નિર્જન મોટો રસ્તો; પલમાં ચારે તરફ મોટા મકાનને બીજી પલે ઘટા ભર્યાં વૃક્ષો; ને પેલો બેરંગી સૂર્ય સજાર્યા તે પહેલાંનો પ્રકાશ.......; ને છતાં જાણે એવું ભાન કે આ તો મુંબાઈ.

કાંઇક એવું પણ સ્મરણ હતું કે મારા મિત્રો–નામમાં બુદ્ધિને સત્તાની હાક વગાડનારા મિત્રો મારૂં ભાગ્ય જોઈ અદેખાઈ કરતા હતા. એ કે તો મશ્કરી કરી. મેં જાણે તે સાંભળી; પણ શું હતી તે મને સમજાયું નહિં; ને છતાં મને તે સાલી........

કોઇ દૂર દેશથી તે તેના ધનાઢ્ય સંબંધીને મળવા આવી હતી. તેને મળ્યા વિના તેને ચાલે એમ નહોતું; તેને મન તે પિતાતુલ્ય હતો. તેણે મને સાથે આવવાનું કહ્યું, કે હું સાથે જવા તૈયાર થયો તે કાંઈ સ્પષ્ટ સમજાયું નહિ–પણ હું તેની સાથે ગયો........

મારૂં મિત્રમંડળ પણ તેજ ધનિકને ત્યાં જમવાનું હતું; અને મને પણ નિમંત્રણ હતું. આ અશક્ય સંયોગ કાંઈ સ્વાભાવિક રીતે થઈ ગયો હતો. જે માળે મારૂં પંખી જઈ બેસવાનું હતું, ત્યાં ઉડવાનો મારો અધિકાર–કોણ જાણે કેવી રીતે-થયો. મારી પાંખમાં ગરૂડરાજનો ગર્વ આવ્યો હતો; અને જાદુ ભર્યા પરમ આનંદના વ્યોમમાં હું મસ્ત બની વિહર્યો........

એક ઉંચી ભીતમાં આવેલા બંધ બારણા આગળ આવીને અમે ઉભાં. ભીંતની ટોચ ક્ષિતિજની માફક ગગન સાથે મળી ગઈ. તે મારી પડખે હતી ખરી–દીઠી યાદ નથી. બારણાપરનું નામ વાંચ્યું–કાંઇક બારણું ઉઘડયું–કોણે તે સમજાયું નહિ ને અમે અંદર પેઠા.

મારૂં હૃદય એક ધબકારો ચુકી ગયું લાગ્યું–કારણ કે તેના પર દુઃખની ક્ષણિક છાયા આવી પડી. તેની આંખમાં આતુરતા હતી, તેની વાતમાં ઉમળકો હતો–તેના સંબંધી માટે તે જતી હતી, તેની સ્નેહ સૃષ્ટિમાં–હું તેમાં હતો સ્થાનવિનાનો પરભાર્યો........

હું કોના કહ્યાથી, કોણ જાણે કેમ તે વિશાળ રંગભૂમિ સમા સુશોભિત ને ભવ્ય ખંડ આગળ પડેલા સોફાપર બેસી ગયો. બારીમાંથી કીરમજીયો પ્રકાશ આવતો હતો. ને ભોંયપર પડતાં લીલાશ પકડતો હતો....તે અપાર્થિવ પ્રકાશમાં મને ધોતીયું, ચંપલ, કાળો કોટ ને ટોપી પહેરીને નિરાશ ચ્હેરે બેઠેલો મેં જાતે જોયો.

તે તો મારી સામું જોયા વિના કુદતી કુદતી અંદર ગઈ. જતાં તો મેં તેને બરોબર જોઇ નહિં; માત્ર મોહક માથાનો અંબોડો જતો જોયો–ધોળાં પુષ્પ શાં બુટો ભોંયપર જોયાં–કાંઈ કમરની મનોહારી લચક આંજ્યો–અને તે પલવાર અલોપ થઈ ગઇ........

વળી પારદર્શક પડદાના રંગબેરંગી ચમકાટમાંથી મેં તેને ઉડતી, થનગનતી જોઇ; યૂરોપીય પોષાકની કાળી ને સંસ્કારી ભવ્યતામાં શોભતા એક ઉંચાને વૃદ્ધ પુરૂષને ગિરિશિખરને શ્વેત વાદળી વળગે તેમ વળગેલી જોઇ. બન્ને જણાંને અંદરના ખંડમાં જતાં મેં પડદામાંથી જોયાં.........

એક દૂર દેખાતા અસ્પષ્ટ ખંડમાં બીલીયાર્ડના ટેબલપરના લીલા મથાળાપર કુદીને તેને બેસતાં જોઈ........પછી તો માત્ર વિજળીની માફક હાસ્યથી ચમકતી દંતાવલિ સ્પષ્ટ રીતે જોઇ–બાકીનું બધું પડદાના રંગમાં મળી ગયું........

• •

મારા પગ આગળ બે જણ બેઠેલા દીઠા. પહેલાં તે હતા નહિં, ને આવતા તેને જોયા નહિં. એક દક્ષણી બ્રાહ્મણ હતો ને બીજો કાઠીયાવાડી હતો. બન્ને મુફલીસ લાગતા. બન્ને વચ્ચે એક ખોલેલી પોટલી પડી હતી.

આ બેને આ પાશ્ચાત્ય વિલાસને વૈભવ ભર્યા રંગ મહેલમાં જોઇ મારૂં હૈયું કાંઇ બેસી ગયું, મેં નજર અંદર કરી, તો આંખે અંધારાં આવ્યાં.

" ભાઇ ! આ તમારી માળા પડી ગઇ " કાઠીયાવાડીયે કહ્યું હોય એમ મને સમજાયું. મેં ચમકીને જોયું તો મારા પગ આગળ એક રૂદ્રાક્ષની માળા પડી હતી. પેલી ખુલ્લી પોટલી પણ રૂદ્રાક્ષની ભરેલી લાગી.

" મારી !" મેં પુછ્યું.

" હા " ને અસંબદ્ધ વાકય ઉમેર્યું " અમે રૂદ્રાક્ષ વેચીયે છીયે.

હું આ માળા ક્યારે લાવ્યો, મેં ક્યારે પાડી તે પ્રશ્નોનો કાંઇ જવાબ જડયો નહિં. ઉત્કંઠા ભરી આંખે મેં ફરી અંદર જોયું, પણ પડદાનાં ચમ-કાટ ને પારદર્શકતા જતાં રહ્યાં હતાં. મને નિરાશાનાં શીત છુટ્યાં. મૃત્યુના ભયથી પણ મોટા ભયના ધ્રાસ્કાથી હું કાંપી ઉઠયો.

મેં માળા લીધી ને મને મારા અધમ પહેરવેશનું ભાન આવ્યું. હું તો વિજળીના પંખા નીચે પુષ્પ સજ્જીત ટેબલપર છરી કાંટે જમવા આવ્યો હતો-આવેશમાં હૃદય અકળામણનું માર્યું અટકવા લાગ્યું........

પેલા બે પુરૂષોના પહેરવેશ ગલીચા જેવા થતા ગયા....તે તો માત્ર ગલીચાપરના ફૂલોમાંથી આંખો મટમટાવતા હતા. મારા પગ આગળ પેલી માળા પડી હતી એ તો ચોક્કસ........

એક માણસે મને ઉપર આવવા સૂચવ્યું કારણ કે મારા મિત્રો મારી વાટ જોતા હતા. મારા જીવમાં જીવ આવ્યો. પેલી સુંદરીના પુનર્દર્શનની આશે મારૂં નિશ્ચેતન બનતું શરીર કાંઇક ચેતન રાખી રહ્યું એમ લાગ્યું.

તે માણસ મને એક ભાંગેલા દાદરપર થઈ ઉપર લઈ ગયો. એક ખંડમાં મારા મિત્રો ટેબલપર જમવા બેઠા હતા. મારે માટે તે વાટ જોતા હતા—પણ

મારી નજર તો મારી આંખની કીકી જોવામાં પડી હતી. તેના સંબંધીને ત્યાં એક ખુણે સફેત લુગડાં પહેરીને બેઠેલો જોયો. કાંઈ સ્ત્રીઓ પણ ત્યાં આવવાની હતી એમ મને એની મેળે સમજાઇ ગયું....મને કળ વળી.

એક અજબ પ્રેરણા મને થઇ-કેમ થઇ તે સમજાયું નહિં, પણ ઘણી જ સ્વાભાવિક રીતે થઇ હોય એમ સ્પષ્ટ લાગ્યું. કોઇએ મને કહ્યું નહિં, મેં કોઇને કાંઈ કહ્યું નહિં, પણ આ પરદેશી પોષાક પહેરેલાઓના જમણમાં દાખલ થતાં મને મારાં બુટ કાઢી આવવાનું મન થયું. હું ત્યાંથી એકદમ બહાર નીકળ્યો ને પાસે બુટ કાઢવા ગયો. એક તો નીકળ્યું; પણ બીજું નીકળતાં વાર લાગી. આખરે ઉઘાડે પગે હું ગયો.

હું ઉતાવળમાં ઓરડો ભુલ્યો લાગ્યો. વિજળીનો પ્રકાશ, ને પુષ્પની સુગંધને બદલે કામડાના છાપરામાંથી સૂર્યનાં કિરણોને ભોંયપર ઢળેલી દાળ દીઠી. ત્યાં ભોંયપર પીતાંબર પહેરી જમનારા બેઠા હતા. હું ચમક્યો, ભાન ભૂલ્યો, પેલી સુંદરી હાથથી ગઈ એવું ભાન થતાં ધ્રાસ્કો પડ્યો. મેં ચારે તરફ જોયું તો વિપ્રવર્યો સ્વસ્થતાથી ભોજન આરોગતા હતા.

હું પાછો ફર્યો, દોડતા ટેબલ પર જમતા મારા મીત્રોને શોધવા માંડયા. નજરે માત્ર બેચાર જ્ઞાતિબંધુ હાથમાં કમંડલ લઈ પીરસવા આવતા જોયા. હું કંપી ઉઠયો. મારી પાછળ પિશાચો પડયા હોય તેમ મેં નાસવા માંડયું. પણ નસાયું નહિ. મારૂં હૃદય ધબકતું અટકી પડયું-મારો કંઠ રૂંધાઇ ગયો હું ઉભો રહ્યો.

નિરાશાએ મને ચગદ્યો-સો કબ્બરના ભારથી સૃષ્ટિનો સંહાર કાલ આવ્યો. અગણીત શંકરોના તાંડવથી નક્ષત્રગણોની કચ્ચરો ઉડતી લાગી. અનંત ભવિષ્યકાલની ભયાનક રાત્રી અવનીપર ઉતરી. મેં નિરાધારતામાં, નિરાશામાં હાથમાં હાથ પકડયો....

બે હાથ વચ્ચે કોણ જાણે કયાંથી આવેલી રૂદ્રાક્ષની માળા મારા બન્ને હાથમાં વાગી....મારો જીવ ઉંડો ગયો........

ભયથી કાંપતો હું પથારીમાં બેઠો થઇ ગયો.

---

# વાવાશેઠનું સ્વાતંત્ર્ય.

વાવા શેઠ.

રેવા શેઠાણી—તેમની સ્ત્રી.

મગન—તેનો છોકરો.

ધીરજરામ જોષી—તેનો મિત્ર.

રાધા—દામોદર દેવાળીયાની છોકરી.

ગંગા—તેની માની મા.

## અંક પહેલો.

[ સ્થળ–ભૂલેશ્વરમાં એક ચાલને બીજે માળે રૂમ નંબર ૩૭; કાળ–રવીવાર સવાર. ]

એકપુરી ખુરશીનું નેતર તુટી, તેમાં પડેલા કાણાં પર ગોઠવેલા પાટીયા ઉપર વિરાજમાન થયેલા વાવાભાઇ શેઠ; ઉમર વર્ષ ૪૫ ને ૫૦ ની વચ્ચે; જાતે ઠીંગણા, પૃથ્વીના ગોળાને માથું ને પગ ચોટાડ્યા હોય એવા; વસ્ત્રે માત્ર ટુંકું પંચીયું; નાકે ફોકસ બહાર ગયેલાં મેલાં ચશ્માં; ખોળામાં તાજુંજ આવેલું 'ગુજરાતી;' આંખમાં થોડાજ વખત પર ત્યાગેલી નિદ્રા; નસ્કોરામાં પ્રાણાયમ સમો લાગતો શાંત નિયમિત સુસવાટ.

અંદરના ખંડમાં તેલથી હનુમાન સ્વરૂપ લાગતું કઠોડું સામું મુકી મહાન વિજ્ઞાન શાસ્ત્રીના ગાંભીર્યથી મીઠું મરચું લેતાં, રેવા શેઠાણી. તેમનું શરીર કોમળતા સાથે કટ્ટો વિરોધભાવ ધારતું; તેમની આંખો હેડંબાનું સ્મરણ કરાવતી; તેમનું લુગડું પહેરવાની ઢબ અસલ ચારૂત્તરી, ચાર સૈકા પહેલાંની; તેમનો ચાંદલો પૂર્ણિમાનો ચંદ્ર; તેમનાં ચુડા નંગ તેર–બે હાથે મળીને; મોઢા પરથી ચારિત્ર્યનો વિચાર કરતાં સહજ કીચનર કે હિડનબર્ગ સાંભરે.

( હળદર લેતાં હાથ મરચાના ખાનાંમાં ગયો. )

રે૦—ઉંહ.

[ જવાબમાં વાવા શેઠના નાકનો સુસવાટો. શેઠાણી તરત ઉંચું જુએ છે: વિકરાળ બનેલી આંખો પટેલ પર તકાસે છે. ]

રે૦—સાંભળો છો કે ?

[ શેઠ જવાબમાં ઘર્ ર્ર્નો અવાજ કરે છે. ]

રે૦—(મોટે અવાજે) શેઠ !

[ જવાબનો અભાવ ]

રે૦—(બરાડો મારી) શેઠ !

[ શેઠ ઝબકીને ઘર ચેતી ઉઠયું હોય એવા ગભરાટથી જાગે છે; ચશ્માં નાકેથી "ગુજરાતી" પર પડે છે; ગુજરાતી વાંચવાનો ઢોંગ કરવા જતાં ચશ્માં ભોંય પર પડે છે અને એક કાચમાં તડ પડે છે. ]

રે૦—જરા શરમ આવે છે ? બળદીયા જેવા ઘોર્યા શું કરો છો ?

વા૦—(ગળામાં રહેલો અવાજ મહામુશ્કેલીએ બહાર કહાડતાં) વાં-વાં-ચું.—

રે૦—જો પાછું જુઠું બોલ્યા ! નફટ માણસને લાજજ નહિં. બળ્યા રે અવતાર. [ શેઠ નીચા વળી ચશ્માં લે છે ને એક નિઃસાસો મુકે છે. ] હવે મુકોની છાપું ઉંચું. લોકોને આવું કહાડવાની ફુરસદ કેમ મળે છે ? કોણ જાણે. મારી વાત સાંભળો.

[ શેઠ મુગે મોઢે "ગુજરાતી" વાળી દે છે, ચશ્માં નાક પરથી ઉતારી ને ફરીથી નિસાસો મુકી ગૃહિણી સામું દયામણે મોઢે જોઇ રહે છે. ]

રે૦—મકું જે સાંભળો છ કે ?

વા૦—(ગરીબ અવાજે) ત્યારે શું કરૂં છું ?

રે૦—(ડોળા તતડાવી) ત્યારે ભસી મરતાં શું થાય છે ? આ તમારો છોકરો છે-કોણ જાણે ક્યાંથી—તેમાં બધા ગુણ તમારાજ આવ્યા છે ?

વા૦—આવેસ્તો-મા—

રે૦—પાછા ચરડચરડ બોલવા માંડયું કે? જંપીને બે વાત નહિં સાંભળો. આ તમારો લાડકવાયો દીકરો ચીબાવલો છે.

વા૦—( શું જવાબ દેવો તે નહિં સુઝતાં )—હા,

રે૦—( ધાંટો કહાડીને ) કેમ જાણ્યું ? જાણે કરે કાંઈ નહિં ને પટલાઈ આખા ગામની. હવે એ પેલા દામોદર દેવાળીયાની દીકરીને પરણવા નીકળ્યો છે.

વા૦—દામોદર કોણ ?

રે૦—તમે તો દુનિયામાં રહો છો કે બહાર? લોકો ત્રણ ત્રણ વખત દેવાળાં કહાડે પણ તમને તેની કાંઈ પડી છે ?

વા૦—તે તો મરી ગયો.

રે૦—( કચવાઇને ) કેટલી ખંધાઈ? કયારના બધું જાણે છે ને કોણને શું કર્યા કરે છે. ભોગ છે મારા કે તમારે પાલવે પડી. [ શેઠ ઘેટાના જેવી મુખમુદ્રા કરી, હોઠ પહોળા કરી જોઈ રહે છે ] હવે તમારો મગનીયો કહે છે કે મારે એ દેવાળીયાની દીકરી સાથે વેવીશાળ કરવું છે.

વા૦—( ઘણીજ હિંમત કરી ) છોકરી કેવી એક છે ?

રે૦—લો! દીકરા પરણવા ઉઠયા ને બાપના મોમાં પાણી આવ્યું. જરા શરમાવ. આ ધોળાં આવ્યાં પણ તમને અક્કલ ન આવી. ( કઠોડા સામું જોઇ, તેને ઉદ્દેશી ) હોય તો આવેને. ( શેઠને ) હું ચોખ્ખું કહું છું કે એ દેવાળીયાની દીકરી મારા ઘરમાં નહિં. જોઇએ તો તમે અને તમારો દીકરો રહો જુદા. મગદૂર શું કે હું જીવતાં એ ડાકેણ મારા ઘરમાં આવે? ટાંટીયોજ ચીરી નાખું. ( બોલતાં બોલતાં અવાજ બેસી જવાથી શેઠાણીને મુંગા રહેવું પડે છે. શેઠ નિસાસો મુકે છે. )

વા૦—તારી નજરમાં આવે તેમ કર ની. હું કોઈ દિવસ ના કહું છું ?

રે૦—( દાંત કચકચાવી ) નાસ્તો. હું જાણે હોળીનું નાળીયેર! હુંજ બધે અકારી થાઉં! નાત બધી મને ચાવી નાંખે-કેમ? એ તો હું મરીશ ત્યારે ખબર પડશે. મારૂં તો કોઇ દુનિયામાં છે? હુંજ અભાગીયેણ છું, કે જંપીને કોઇ સુકો રોટલો પણ ખાવા નથી દેતું ( આંખો ચોળવા માંડે છે ) આખો દહાડો વહીતરૂં કરી મરીયે તો પણ નીરાંત નહિં. ( છેડા વતી આંખો લુછે છે )-કોઇને કદર નહિ. પોતે રોજ ઓરીસમાં મજાહ કરે, તે શાની ખબર હોય કે ઘેર બાયડીની શી વલે છે? એ તે છોકરો છે કે દૈવના ઘરની વેઠ. (જરા ખોંખારી) મુઓ મારી પાછળ પડયો છે કે એ દેવાળીયેણના જન્માક્ષર જોવાડ. બોલતા કેમ નથી? મોઢામાં મગ ભર્યા છે? પેલો તમારો જોશી ભાઇબંધ ક્યાં ગયો?

વા૦—છેસ્તો.

રે૦—હાય હાય! ત્યારે બોલતા શું નથી તેને કહોની કે એક ગપ્પું મારે.

વા૦—શું?

રે૦—હાય હાય! આટલી પણ અક્કલ નથી. તમને મહિને સો રૂપીયા કયો બુડથલ આપે છે? તેની પાસે કહેવાડોની કે જન્માક્ષર નથી મળતા એટલે ટાઢે પાણીયે ખસ જાય. મુઓ મગનીયો તો મને કાચીને કાચી ખાઇ જશે. આ આવ્યો ( દાદરપર કોઇ ઘણાજ જોરથી ચડે છે ). પાઘડીવાલ્યાના પગમાં જોર કેટલું છે? એક દહાડો એનો પગ મચકાય તોયે સારૂં, કે આ ધબકારા તો સાંભળવા મટે. ( શેઠ જે વેલીંગ્ટન સમી ધીરજ ધારી રહ્યા હતા તેણે બ્લુચર આવ્યો જાણી નીરાંતનો નીસાસો મુકયો. મગન આવ્યો-તેના હાથમાં શાકની ઝોળી, તેની આંખો હસતી, તેની ટોપી વાંકી મોઢામાં પાન, કોટનાં બટન ઉઘાડાં અને એક હાથપર છુટી ધોતીયાની પાટલી નાખેલી, તેણે શાન્તિથી માબાપ સામું જોયું.

મગન ( જરા હસી )—પાછી બાપા પર તવાઈ આવી કે?

રે૦—બેસ બેસ ચીબાવલા! મોટો બાપની વારે ધાવા આવ્યો છે તે.

મ૦—(શાકની ઝોળી ભોંયપર ફેંકી) ખમ્મા માડીને! બાપા બીચારા છ દહાડા તો ગદ્ધા વહિતરૂં કરે; અને સાતમે દહાડે તમારા ખપ્પરમાં (ખડખડ હસે છે).

રે૦—(દાંત કચકચાવી) ક્યાંથી પાછો તું આવ્યો?

મ૦—(તદ્દન નિર્દોષ બની અને બાપ તરફ આંખ મારીને) બજારમાંથી—

રે૦—બાપ દીકરા શું આંખમીચામણી કરો છો? તેથી કાંઇ તારૂં વળવાનું નથી, (કઠોડા સામું જોયું) એ દામોદર દેવાળીયાની દીકરી મારા ઘરમાં નહિં—નહિં ને નહિં; સાડી સત્તર વાર નહિં.

વા૦—(ધીમે ઘાંટે) મગન!

મ૦—(જરા ગાંભીર્યથી) કેમ બાપા........

વા૦—(ઘણીજ દયામણી રીતે) તારી બા ના કહે છે ત્યારે શું કામ હઠ લે છે?

મ૦—બાપા! બાના કહેવામાં તે કાંઇ ઢંગ છે?

રે૦—(સ્વગત) ઢંગવાળાનું પુંછડું ન જોયું હોય તો.

મ૦—(રેવા તરફ ફરીને) પુંછડાં તરફથી ઉપકાર–(શેઠને) હું કહું છું કે છોકરી જુઓ તો ખરા—

રે૦—મોટી ચૌદ વર્ષની હેડંબા—

મ૦—જરા જન્માક્ષર તો મેળવો—

રે૦—જુવો ક્યાંયથી ખોટા કરાવી લાવશે.

મ૦—(ગાંભીર્યથી) હું મરી જઇશ પછી જન્માક્ષર કયાંથી કરાવીશ? મારે તો જીવતાં જીવત એ છોકરીને પરણવી છે. (ગાતા રાગમાં) જીવતો નર ભદ્રા પામશે, કેમ માજી સાહેબ? (ડચકારી વગાડે છે; બાપને) બાપા! ત્યારે જોશી કાકાને એક દહાડો બોલાવો તો ખરા.

વા૦—(ગરીઆઇથી શેઠાણી તરફ જોતાં) મે-કું-

રે૦—મરે તમારી મે-કું. ફોડાની તમારી નજરમાં આવે તેમ પણ મારે એ છોકરી નહિજ જોઇએ તે નહિજ. આકાશ ને પાતાળ ભલેને એક થાય.

મ૦—આ પેલાં એક થતાં દેખાય (બારી સામું આંગળી કરી).

રે૦—બેસ ચીબાવલા! (કહી શાક સમારવા માંડે છે).

મ૦—જી! આ બેઠો. બાપા! તમે જોશી કાકાને ઘેર જાઓ; ને હું જાઉં જન્માક્ષર લેવા (શેઠ ઉઠવાની તૈયારી કરે છે).

રે૦—જાય ક્યાં? રજા હોય ત્યારે પણ ભટકે શું? અમે બે ઘડી બોલીએ બેસીએ પણ નહિ.

વા૦—ના, ના, (જરાક ઉઠતાં).

રે૦—ના ને હા (સત્તાથી) બેસી રહો બેઠા છો ત્યાં (ડબ દઇ શેઠ પાછા ખુરશીમાં પડે છે) રખડ રખડ કેટલું કરવાનું?

મ૦—(ઠંડે પેટે) પગ થાકે ત્યાં સુધી (કહી પોતાના પગ પંપાળે છે.) બાપા! પેલી જરા ચોપડી આપોની. હવે તો પરીક્ષા પાસે આવી છે.

વા૦—(ખુરશી પરથી ઉઠી ગોખલામાંથી મગનની ચોપડી આપે છે ને વિચારમાં "ગુજરાતી" હાથમાં ફેરવે છે).

મ૦—બાપા! ચાલો આપણે એક દહાડો ઘોડબંદર જઇએ.

વા૦—(રેવા તરફ જોતાં) હા!

રે૦—શું કપાલ! ઘોડબંદર ને ગધેડાબંદર-મારે કંઇ જવું નથી.

વા૦—(નીસાસો મુકી) નારે દીકરા! એવી અજાણી જગાએ કંઇ નથી. કેટલું આઘું છે?

મ૦—બોરીવેલીથી ચાર માઇલ. એક દહાડો હું તમને લઈ જઇશ.

રે૦—એને લઈ જાય શું?

મ૦—ત્યારે એ મને લઈ જશે (કહી ધીમેથી ભીંતે અઢેલી ચોપડી ઉઘાડે છે) હુ યુ સી ?

વા૦—(એકદમ માથું ખજવાળતા અટકી પડે છે; તેમની નજર "ગુજરાતી" ના એક લેખ ઉપર પડે છે; ધીમેથી વાંચે છે. "જુલમમાંથી છુટી સ્વાતંત્ર્ય મેળવવાનો બેલ્જીયમે કરેલો મહા પ્રયત્ન." શેઠ નિસાસો મુકે છે; અને રેવા સામું જોતાં જોતાં ખીંટી પાસે જઇ આગલે દિવસે પહેરેલા ધોતીયાનું વિંટી મુકેલું પીલ્લું ઉતારે છે).

રે૦—એ શું કરો છો !

વા૦—(ધોતીઉં પાછું મુકતાં) બહાર જવાનું ધોતીયું પહેરૂં છું.

મ૦—બાપા ! હા હા ! જરા લક્ષ્મીનારાયણનાં દર્શન કરી આવો એટલે જરા હવા સ્વચ્છ થઈ જાય.

રે૦—શું અહિંયાં તે કાંઈ મરકીના ઉંદરો પડ્યા છે ?

મ૦—(ચોપડીમાં મોઢું ઘાલીને) ના. માતાનો કોપ થયો છે).

રે૦—નથી જવું બહાર.

વા૦—(હિંમતથી) મારે કામ છે.

રે૦—રવિવારે ક્યા ચુલામાં ?

વા૦—શેઠને ઘેર. (જરા ગળું ખંખારી) ઓફીસનું કામ છે.

રે૦—કોઇ અઠવાડીયામાં એક દહાડો પણ જંપીને ઠરવા નથી દેતા તો.

મ૦—(ચોપડીમાંથી ડોકું કહાડી) તદ્દન વાત બરોબર છે.

વાં૦—(ચપચપ ધોતીયું પહેરતાં) શેઠને ઘેર વાર પણ લાગે. કોટ ને ટોપી પહેરીને)

રે૦—એવું હોય તો સુઇ ગઈ નોકરી.

મ૦—અને જાગી ઉઠે ભૂખમરો. બાપા હું-(કહી બારણા તરફ આંખ કરે છે.)

વા૦—(બારણામાં અડધા ઉભા રહી) હું મોડો આવું તો વાટ નહિં જોશો.

રે૦—ના! ખબરદાર મોડા આવ્યા તો (વાવા શેઠ ઝપાટાબંધ દાદર તરફ જાય છે) અરે, અરે, ઓ મગન! તારા બાપાને બોલાવ તો.

મ૦—(ઠંડે પેટે) બાપા પહોંચી ગયા.

રે૦—ઉઠની અકર્મી!

મ૦—(ધીમેથી ઉઠતાં) બાપા તો ગયા માજી! એ તો (તાન મારી) "ઉડજા પંખેરૂં જલે તેરા ધામ." ચાલો હવે બંદા સાકરભાઇની ખોલીમાં વાંચવા જાય છે. (ધીમે અવાજે) (મગન ચોપડી લઇ પડોશની ખોલીમાં જાય છે) ઉર્ફે ગંગામાસીને ઘેર.

રે૦—ટળો. બાપ ને દીકરો એક જોટાના મળ્યા છે તો.

## અંક બીજો.

[સ્થળ ચર્ચગેટ સ્ટેશનની સામેનો દરીયો; સમય એક કલાક પછી. આગગાડીની રેલ ઓળંગી વાવાશેઠ દરીયાપર આવતા જણાય છે. સામે બારટીપર એક બુઢ્ઢો પારસી ચોપડી વાંચે છે.

વાવાશેઠ પહેલાં તે બુઢ્ઢા સામું જુએ છે; પછી આગગાડી સામું, દરીયા સામું અને છેલ્લે આકાશ સામું જુએ છે; આખરે નિસાસા મુકે છે.]

વાવા—હાઇશ! શું સરસ બધું લાગે છે (ફરીથી નીરાંતનો નિસાસો મુકી) બેલ્જીયમે સ્વાતંત્ર્ય માટે ધસારો કર્યો; તેવોજ મેં કર્યો. (કોટનાં બોરીયાં કહાડતાં) સ્વાતંત્ર્ય! અજબ જેવી ચીજ છે. શું તેનું સુખ! બોરીયાં કહાડી ઉંચા નીચા હાથ હલાવે છે) ખરી વાત છે. નહિં તો હજારો લોકો તેની પાછળ જાનમાલ શા માટે આપવા તૈયાર થાય? (હસીને)

આજે મેં પણ હદવાળી. શું નાકો? શેઠાણી પણ બોલ બોલ કરતાં રહ્યાં (ઉંચો નીચો શ્વાસ લઇ) આવું સ્વાતંત્ર્ય તેજ સુખ! (જરા નસ્કોરા ચડાવી) આપણા લોકોને સ્વાતંત્ર્યની કિંમતજ નથી; નહિં તો મારી માફક આમ નીકળે નહિં? (ચારે બાજુએ જોઈ, પાઘડી કહાડી નાંખે છે) સ્વાતંત્ર્ય! તારાપર હું આજે રીઢા છું (જરા ખંધાઇથી હસીને) આજે મેં જબરો હાથ બતાવ્યો. શેઠાણીને પણ તોબા પોકરાવી. (ભૂલેશ્વરની દિશા તરફ જોઈ) એ સમજે શું એના મનમાં? પણ હવે કરૂં શું? (વિચારમાં સ્ટેશનના દરવાજા તરફ આવતાં) કોઈ જોશે તો કહેશે શું? કોઈ ગાંડો તો નહિં ધારે? કોઇને ત્યાં જાઉં? કોને ત્યાં? પેલો જોશી તો ઘરકુકડી છે. (હિંમતથી છાતી ફુલાવતાં) ઠીક લાવ આ બાસ્ટીપર બેસું—નહિં રે, આજે તો સ્વાતંત્ર્ય—બસ બીજી વાત જ નહિં. આ પથરાપરજ બેસું (સામેના પથરાપર મહામુશ્કેલીએ ચડે છે. તેનાપર પલાંઠી વાળીને બેસે છે; અને પાસે પાઘડી મુકે છે.) 'હા, એક કામ કરૂં. અહિંયાથી ગાડીમાં બેસી અંધેરી જાઉં, અંધેરીથી પાછો ચર્નીરોડ (ખડખડ હસે છે) શું મજાહ! (વિચાર કરતાં) પણ પૈસાનું શું? શેઠાણી—(એકદમ પગપર હાથ ઠોકી) હા. ગજવામાં ઓફીસના પૈસા છે. જખ મારે છે યાર! (આસપાસ જોઈ) સારૂં છે કે આજુબાજુ કોઇ છે નહિં. નહિં તો મને ગાંડો જ ગણે (પાછી છાતી કહાડી) અરે જાઓજી! કોઇના બાપના દબેલા છીએ? ઓહોહો! કેટલે વર્ષે આવી મજાહ પડી (વિચાર કરીને) મગનની બા આવી ત્યારથી ત્રીશેક વર્ષ થયાં. કાંઈ વર્ષ જતાં વાર લાગે છે. પણ આટલે વર્ષે પણ નાના છોકરા જેવો મારો સ્વભાવ છે તે આજે જાણ્યું. હાસ્તો! નાના છોકરાનું સ્વાતંત્ર્ય તેજ ખરૂં સ્વાતંત્ર્ય. (જરા મોં મલકાવીને) મારૂં ચાલે તો દરીયામાં છબછબીયાં કરવા જાઉં (એટલામાં એક અંગ્રેજની છોકરી હાથમાં નાનાં છોકરાંને રમવાનો પાવડો અને ડોલ લઈ જાય છે). આહાહા! શું સુખ! હું નાનો હતો ત્યારે પણ વરસાદના દહાડામાં કેવો ઝીલીયોઝીલ કરવા જતો હતો (નીરાંતે હસે છે.) માણસે બાલચેષ્ટા પણ કરવી જોઇએ. નહિં તો સ્વભાવ બગડે. પેલો ધીરજરામ તદ્દન

ઘરડો થઈ ગયો છે. પણ મારૂં મન તો તેવું ને તેવુંજ છે. [ દુર બેઠી બેઠી પેલી અંગ્રેજની છોકરી રેતીમાં રમે છે તે જુવે છે, એક ગાડી આવે છે. ગભરાઇને પાઘડી પહેરી લે છે અને ડાહ્યા થઈ જોઈ રહે છે. ગાડી આવે છે અને સ્ટેશનની સામે ઉભી રહે છે. તેમાંથી એક ચૌદેક વર્ષની છોકરી ઉતરે છે. તે દેખાવે અને કપડે સાદી છે; તેના હાથમાં ચોપડીઓનું દફતર છે.]

છોકરી—મોતી ( ગાડીવાળાને ) ગાડી લઇ જા.

ગાડી—વારૂ બહેન (ગાડીવાળો ગાડી ફેરવી લઈ જાય છે. છોકરી ઝપાટાબંધ સ્ટેશનમાં જાય છે; અને પાછી આવી પગથીયાપર ઉભી રહે છે. શેઠ એકી ટશે જોઈ રહે છે).

છોકરી—(સ્વગત) લોકલ તો ચાલી ગઈ. હવે નકામા કલાક બેસવું પડશે) ચારે તરફ જુએ છે, અને વાવા શેઠપર નજર પડતાં જરાક હસે છે. હરકત નહિં, કાકા છે તો, ( કુદતી કુદતી પગથીયાં ઉતરી શેઠની સામે આવે છે ) કેમ કાકા?

વા૦—( વિસ્મય પામી જોઈ રહે છે ).

છો૦—કાકા ! કેમ છો ?

વા૦—( જરા ગભરાઇને આસપાસ જુવે છે ) સારો છું.

છો૦—ક્યાં ચલાવ્યું ? કે અમથા ફરવાજ આવ્યા છો ?

વા૦—(જરાક લાલ બની ) અમથો—અંધેરી જવું છે.

છો૦—( હસીને ) ચાલો ત્યારે. મારે પણ ત્યાંજ જવું છે. ક્યાં રહો છો?

વા૦—( જરાક હસીને ) ભૂલેશ્વર.

છો૦—( હાથ લંબાવી ) કાકા ! હાથ આપો તો. હું પણ તમારી પાસે બેસું.

વા૦—( પહેલાં ગભરાય છે. પછી ચારે બાજુ કોઇને નહિં જોતાં હાથ આપે છે. ) જોજે.

છો૦—( છોકરી હાથ ઝાલીને ચડી જાય છે ને રૂમાલ પાથરી તે ઉપર બેસે છે. ) ગભરાશો નહિં. વારૂ તમે અંધેરીમાં ક્યાં જવાના?

વા૦—( તેનું મોઢું મલકયા કરે છે. ) અંધેરીમાં ( હાથ પહોળા કરીને ) કોઇને ત્યાં નહિં. માત્ર ફરવા.

છો૦—( આંખો જરા ફાડીને ) ઓત્ તમારી. ત્યારે ખાશો ક્યારે?

વા૦—( હિંમત બતાવવા માથું ધુણાવી ) તેની મને પરવા નથી. હું આવી રીતે ફરવું ઘણું અગત્યનું ધારૂં છું.

છો૦—ભુખ્યા રહીને ( ખડખડ હસી પડી ) તમે જબરા છો. શા માટે?

વા૦—( હિંમતથી ) આપણા સ્વભાવમાં સ્વાતંત્ર્યનો ગુણ વધારવા ( આસપાસ જોઈ ) જુઓની! આપણા લોકોને મજાહ કરતાં આવડતી નથી. તેથી તેમનાં મન ને શરીર સંકુચિત થઈ જાય છે. માટે મેં નિશ્ચય કર્યો છે કે થોડે થોડે દહાડે બસ આમ નીકળવું ને આનંદ કરવો.

છો૦—[ ખડખડ હસીને ] અરે કાકા! તમે તો મોટા પંડિત છો.

વા૦—[ જરા વહેમથી જોઇને ] મશ્કરી કરો છો?

છો૦—[ કૃત્રિમ ગંભીરતાથી ]. જાઓ જાઓ. અમારા માસ્તર પણ એવુંજ કહેતા હતા.

વા૦—ત્યારે? એ તો હમણાં મને ઘણી ફુરસદ નથી મળતી; નહિં તો પહેલાં તો હું–હું શું કહું? કાંઈ ને કાંઈ બસ વાંચીજ નાંખતો.

છો૦—અરે વાહરે કાકા વાહ! કાકા! આમ બેસી રહીયે તો શું મજાહ પડે?

વા૦—ત્યારે?

છો૦—ચાલો દરીયાપર–નીચે રેતીમાં બેસી મજાહ કરીયે.

વા૦—[ જરા ગભરાઈ ] નીચે.

છો૦—ત્યાર વગર ખરેખરૂં સ્વાતંત્ર્ય કેમ આવે?

વા૦—[હિંમત કરી] ચાલો ત્યારે [બન્ને જણુ ઉઠે છે ને દરીયાપર ઉતરે છે; એટલામાં શેઠની પાઘડી ઉડી જાય છે.]

છો૦—કાકા તમારો ડબ્બો ચાલ્યો કુલાબા. પકડો! પકડો! [શેઠ દોડે છે; આગળ પવનના જોરથી પાઘડી ગબડે છે, પાછળ પેલી છોકરી ચાલે છે.]

વા૦– [હાંફી જતાં] મારી પાઘડી–ઓ–હો–

છો૦—[હસ્તી હસ્તી] દોડો–નહિ તો ગઈ.

વા૦—ઓ બહેન [શ્વાસ ભરાઈ જતાં] પ–ક–ડ. [કહી શ્વાસે ભરાઈ બેસી જાય છે.]

છો૦—એ કાકા! [કહી દોડતી દોડતી જઈ પાઘડી પકડી લાવે છે. તેનું હસવું માતું નથી. શેઠનો શ્વાસ માતો નથી આખરે છોકરીના હસવાથી કાકાનું મોં મલકે છે, મોં ફાટે છે–તેમાંથી પણ ખડખડ હસવાનો પ્રતિધ્વની નીકળે છે.]

વા૦—[મોઢું લાલચોળ થઈ જતાં] શું મજાહ પડે છે?

છો૦—જુવો! કોઈ દહાડો પડી હતી?

વા૦—[જરા ગંભીર થઈ] પણ આપણી લોકલ ચાલી.

છો૦—જવા દો–બીજી આવશે.

વા૦—તમારા બાપા નહિં વઢે?

છો૦—[ફરીથી હસતાં] મારા બાપા તો ક્યારના મરી ગયા છે. ને મારી જીને તો હું બાર વાગે પાછી આવવાનું કહી આવી છું, ચાલો હવે ડગલો કહાડીને લાકડી પર ભેરવો [કહી શેઠની લાકડી રેતીમાં ખોસે છે.]

વા૦—[તે પ્રમાણે કરતાં] આજે હું બહુ દોડયો.

છો૦—શું કપાલ! આથી તો હું દશ ઘણું વધારે દોડું છું. હવે તમારા બૂટ છોડો [જરા આંખ મીચામણાં કરે છે.]

વા૦—કેમ? . .

છો૦—ખબર નથી ! હત્તમારી. હવે તમારૂં ઝાડ રોપું.

વા૦—[ વિસ્મય પામી ] મારૂં ઝાડ !

છો૦—[ ખડખડ હસીને ] હા. ચાલો તમે રેતીમાં ખાડો કરવા માંડો. પછી દેખાડું [ બન્ને જણ ઝપાટાબંધ હાથ વતી રેતી કહાડી ખાડો કરે છે ] હજુ ઉંડો.

વા૦—[ હાંફતાં ] પણ આનું કરવું છે શું ?

છો૦—જરા દમ તો ખાઓ. ચાલો. આટલો ખાડો ચાલશે. હવે અંદર તમારા પગ મુકીને ઉભા રહો.

વા૦—[ હસીને ] અરે સાબાશ રે [ શેઠ અંદર ઉભા રહે છે; અને છોકરી પાછો ખાડો પુરી દે છે. અને શેઠના પગની આસપાસ રેતીનો ટેકરો કરે છે. ]

છો૦—[ આઘે જઇને નીહાળીને ] વાહ શું સરસ ઝાડ. ચાલો હવે આંખો મીંચો એટલે તમને ફુલ આવશે.

વા૦—[ હસતાં ] મને ફુલ !

છો૦—હા, હું દશ કહું ત્યાં સુધી આંખો મીંચજો, જો જો હોં [ શેઠ આંખ મીંચે છે; છોકરી એક, બે, ત્રણ ગણતી શેઠની પાઘડી, ડગલો ને લાકડી લઇ, ચાલતી થાય છે ] સાત–આઠ–નવ–દશ આંખો ઉઘાડજો. [ શેઠ આંખ ઉઘાડે છે ] ચાલો સાહેબજી ! હવે રામ રામ [ ડગલો પાઘડી લઇ દોડવા માંડે છે. ]

વા૦—[ ગભરાટમાં બુમ મારી ] અરે-ઓ બહેન–અરે મારી પાઘડી–ઘેર કેમ જઇશ [ રેતીમાંથી પગ મહામુસ્કેલીએ કહાડતા ] ઓ [ દોડે છે: આગળ છોકરી દોડે છે. આખરે ઓવારા પર આવી છોકરી હસતી હસતી બેસી જાય છે. પાછળ શેઠ હાંફતા હાંફતા આવે છે ] ઓ-ઓ–આ શું કરો છો ?

છો૦—(ગાંભીર્યથી) મજાહ! અહિંયાં. બેસો અહિંયાં લો ડગલો પહેરો.

વા૦—(બેસી જઇને) તમે મને દોડાવી માર્યો.

છો૦—(પાછી હસીને) પણ કેવી મજાહ! લો પાઘડી પહેરો.

વા૦—(પરસેવો લુછી હસતાં હસતાં) બહુજ સરસ! શું ગમ્મત.

છો૦—ચાલો ઉઠો. પેલી બીજી લોકલ કોલાબાથી નીકળી.

વા૦—(સંતોષ પામીને) ચાલો હવે હું તો મારે ઘેર જઇશ.

છો૦—(આંખો નચાવી) અરે એમ શું કાકા! મારા સમ! અંધેરી તો ચાલો.

વા૦—ના ના–મોડું–(ટાવર સામું જોઈ.)

છો૦—અરે પણ તમારા હંમેશના રીવાજ મુજબ ગાડીમાં તો ચાલો; પછી થઈ રહેશે.

વા૦—ના.

છો૦—(હસતી હસતી) મારા સમ ના પાડો તો [શેઠને આંગળી વતી ઘસડે છે; શેઠ ગભરાતા ગભરાતા આસપાસ જુવે છે. આખરે બન્ને કપડાં પરની રેતી ખંખેરતાં સ્ટેશનપર જાય છે].

## અંક ત્રીજો.

[સ્થળ–અંધેરીના એક બંગલાનો વાડો. તેમાં બાંધેલી નાની ઓરડીઓના ઓટલા પર હિંચકા ખાતાં ગંગા અને મગન. ગંગા સાઠ વર્ષની, જાડી, નિર્દોષમુખી વિધવા. તેનું મોઢું રડું રડું થયા કરતું; મગન ગરીબ ગાય જેવો બની ઉંચું ડોકું કરી બેઠેલો].

ગં૦—ના. બાપા–ના.

મ૦—પણ જન્માક્ષર આપવામાં તમારૂં જાય છે શું ?

ગં૦—[ગળગળી બની] ના. મારી બીચારી રાધાને મારે કુવામાં નથી નાખવી તો. મારી માબાપ વગરની—[છેડા વતી આંસુ લુછે છે] અત્યારે મારી જમની જીવતી હોય તો વાત જુદી. એને કપાતર સાસુને હાથે કેમ ચડવા દઉં ?

મ૦—પણ હું છું ને ?

ગં૦—(લાંબા હાથ કરી) ના વહુ થઈ, તે અરધી સાસુની અને અરધી વરની મારી જમનીના બાપા ગમે તેવા સારા હતા. પણ મારી સાસુ—

મ૦—ગંગા માસી ! તમે નહિં માનો ?

ગં૦—ના....મારી સાસુ—

મ૦—(હિંચકાના કડાં સામું જોઈ અને ધાંટો કહાડીને) પ્રભુ ! ભોગ છે—

ગં૦—(ચમકીને) શું છે ?

મ૦—(દયાજનક અવાજ કહાડી) મારા નસીબમાં સુખ જ નથી. આને સમજાવી ત્યારે ગંગા માસી વાંકાં થયાં.

ગં૦—પણ તારી મા—

મં૦—[ગળગળો અવાજ કહાડી] હા. તમારે તો તેને કન્યા આપવી છે એટલે વાતજ શી કરવી ? તમે કહો છો ના એટલે બસ—

ગં૦—[ગભરાઇને] ના બા ના—

મ૦—નહિં બસ. [હિંચકા પરથી ઉભો થઈ જાય છે. આકાશ સામું જોઇને] બસ–હવે–જોઈ લઇશ—

ગં૦—[તેનો હાથ પકડી] દીકરા—

મ૦—[હાથ છોડાવી] નહિં બસ હવે [ગંભીર અર્થ સૂચવી ડોકું ધુણાવે છે, અને ડગલું ભર્યા વિના જવાનો ઇરાદો દર્શાવે છે].

ગં૦—[ સ્વગત ] હાય હાય! દરીયામાં ઝંપલાવશે કે શું? [મગનને] ઓ-ભાઈ—

મ૦--[ પગ ઠોકી, નીસાસો મુકી ]-નહિં બસ [ એક ડગલું આગળ ભરે છે અને રૂમાલ કહાડી મોઢે ધરે છે ].

ગં૦—દીકરા! જોઇએ તો જન્માક્ષર લઇ જા—

મ૦—[ રડતે રાગે ] નહિં હવે મારે કાંઈ નહિં જોઇએ. પાછા તમે આજે જન્માક્ષર આપો, ને કાલે મળે ત્યારે પાછું 'મારી રાધાને આમ ને મારી રાધાને તેમ.' [ આકાશ તરફ જોઈ, નિસાસો મુકે છે ] બધો સંસારજ અસાર છે.

ગં૦—[ છેક ગભરાઈ જઇને, આંખમાં આંસુ સાથે ] ના ભાઈ ના. તું બેસ. તું આમ નહિં કર. આટલી ઉમ્મરે તને વૈરાગ તે હોય?

મ૦—[ સ્વગત ] સાબાશ મારા વૈરાગ્ય [ ગંગાને ] માસી! શું કહું ઘણી વખત એવું થાય છે કે બસ-સંસાર છોડી દઉં-નાસી જાઉં-બાવો બની જાઉં—રાખોડી ચોળી નાખું—

ગં૦—દીકરા! દીકરા! આવા આવા વિચાર નહિં કરીએ. લે આ પેલી રાધા આવે. જા અંદર પેલું ભંડારીયું છેની—તેના ઉપલા ખાનામાં જન્માક્ષર છે.

મ૦—[ બહાર રસ્તા તરફ જોઇને, સ્વગત ] હવે બેડો પાર. [ અંદર જાય છે. રાધા દોડતી દોડતી આવે છે, અને પાછળ વાવાશેઠ વાડાના બારણામાં પેસતા દેખાય છે. ]

રા૦—બા! બા!

ગં૦—કેમ દીકરા?

રા૦—[ હાંફતાં હાંફતાં ] બા! આજે તો કાંઈ મજાહ! દરીયાપરથી આ કાકાને ઉપાડી લાવી.

ગં૦—[ નીરાંતે હસતાં ] કોણ છે?

રા૦—અરે એવું સરસ નંગ છે–વીંટીમાં જડવા જેવું. [વાવાશેઠ આવી પહોંચે છે] કાકા આવો આ મારાં જી!

વા૦—[ ઘણાજ હર્ષથી ] કેમ માજી! સારાં તો ખરાં?

ગં૦—આવો ભાઇ આવો [ હિંચકાપર શેઠને જગ્યા આપી, હસતાં હસતાં સામે ભોંય પર જઈ બેસે છે. ]

રા૦—જી! અમે ચર્ચગેટથી સાથે આવ્યાં. મેં કહ્યું કે મારે જીને મળ્યા વિના નહિં ચાલે.

ગં૦—હા ભાઈ સારૂં કર્યું. [ આંખ પર હાથ રાખીને ] ભાઈ! તમને મેં ક્યાંઈ જોયા છે.

વા૦—[ મ્હોં મલકાવીને ] હેં! હશે–માજી! તમારી છોકરી–અં.-

ગં૦—[એકદમ ઓળખીને] કોણ? તમે રણછોડ શેઠના વાવાભાઇ [ રાધાને ] છોકરી ચહા મુક. [ રાધા બીજી ઓરડીમાં જાય છે. ]

વા૦—[ એકદમ ચમકીને ] હેં! તમે મને ક્યાંથી ઓળખો?

ગં૦—અરે વાહ! હું ને તમારી મા તો સાથે સાથે રમતાં. હું કેમ નહિં ઓળખું? મારી રાધાના બાપાને ત્યાં તમે આવતા હતા.

વા૦—[ માથું ખજવાળતાં ] હા–કાંઇ યાદ આવે છે. રાધાના બાપ– શું કરતા હતા?

ગં૦—અરે વાહ! એટલામાં ભુલી ગયા? બીચારા દામોદરદાસને કોણ ઓળખે? [ નીસાસો નાખી ]

વા૦—[ ગભરાઇને ] હેં! શું રાધા દામોદર દેવા–અં–દેસાઇની છોકરી?

ગં૦—હા. ને હું એની સાસુ ગંગા.

વા૦—[ છાસીયું કરી ] હા–હા–હા-હવે યાદ આવ્યું. [ સ્વગત ] મગનની બા જાણશે તો? [ ગંગાને ] હું તો દામોદર–દેસાઇનો દોસ્તદાર થતો હતો.

ગં૦—હારતો. સારૂં થયું કે તમે આવ્યા. [ સ્વગત ] રાધાને જોવાજ આવ્યા હશે. [ શેઠને ] શેઠ! [ જરા હસીને ] તમારા જેવા દોસ્તદાર તો થોડાજ હોય. રાધાના બાપાએ દેવાળું કહાડયું ત્યારથી અમારે ત્યાં તો કોઈ સારૂં માણુસ આવતુંજ નથી.

વા૦—જુવોની માજી! બધાં માણુસો કાંઈ સરખાં હોય?

મ૦—[ બારણામાંથી બહાર આવતાં ચમકે છે, અને કોઈ જુવે તે પહેલાં પાછો હઠે છે. [ સ્વગત ] માર્યા ઠાર! આમની ક્યાં પધરામણી થઈ. [ જરા હસીને ] જરૂર બાપા રાધાને જોવા આવ્યા હશે. શું ડોસો હેતાળ છે? ચાલ મારૂં અહિંયા કામ નહિં [ પાછો અંદર ભરાઈ જાય છે. ]

ગં૦—દીકરી! પેલો મુઓ વિલાયતી ચુલો ચેતાવની. [ શેઠને ] વાવા શેઠ! શું જમાનો બદલાય છે? આ મુઆ ચુલા તો જુવો.

વા૦—હા. માજી! એ વાત જ જવા દોની. ક્યાં આપણો જમાનો ને ક્યાં આ.

ગં૦—[ સ્વગત ] લાવની એનીજ પાસે વાત કઢાવું. [ શેઠને ] આ આપણા વખતમાં હોય તો આટલી છોકરી આમ ફરતી હોય?

વા૦—[ મોઢામાં પાણી લાવીને ] અરે રામરામ કરો. ક્યારનીએ કોઈ સારે ઘેર બેઠી હોય. આને ક્યારે પરણાવવાનાં છો?

ગં૦—પ્રભુ જાણે. [ સ્વગત ] લાવ, દાણો ચાંપી જોઉં. ( શેઠને ) ન્યાતમાં વરજ ક્યાં છે?

વા૦—[ સ્વગત ] હવે આ મગનીયાનું કાંઈ કરવું જોઈએ. મારો દીકરો છોકરી તો ઠીક શોધી લાવ્યો છે. એ નહિં પરણે તો હું બીજીવાર—[ લુચ્ચાઈથી આંખો પટપટાવીને મોટેથી ) માજી તેનું એક કારણ છે.

ગં૦—શું કારણ?

વા૦—[ સ્વગત ] હું બીજીવાર બૈરી કરૂં તો શેઠાણી ઝેરજ ખાય તો [ મોટેથી ] માજી! પહેલાંના વખતમાં લોકો ડાહ્યા હતા.

ગં૦—હા ભાઈ! તે તો ખરૂં. પણ કેવી રીતે?

વા૦—[સ્વગત] ઠીક છે. હું પણ એક તાલ કરૂં. મગનને કન્યાએ મળશે ને એની મા પાધરી થશે. એ પણ સ્વતંત્રતા માટે ધસારોજ છેને. (મોટેથી) માજી! પહેલાંના વખતમાં પૈસાદારો એક પર બીજી પરણેતર લાવતા. હવે તો બધા થઈ ગયા છે સુધારાનાં ડીચકાં! કહે છે કે બીજી લાવે તો તે દુઃખી થાય.

ગં૦—[ડોકું ધુણાવી] અરે રામ રામ કરો. મારી જમનીના બાપાએ ત્રણ બૈરી કરી હતી. અમે તો કાંઇએ દુઃખી નહોતાં.

વા૦—(જરા હર્ષમાં હાથ ઘસી) અરે લોકોને અમથી ચામોદી સુઝે છે. શા માટે રાધાને કોઇ ડાહ્યા-શાણા-(મ્હોં મલકાવી) ઠરેલ વરને નથી આપતાં? કોઈ બહુ ઘરડો નહિં, બહુ જુવાન નહિં. તમારી બધાની બરદાસ્ત લે એવો—

ગં૦—(ઘણો ઉંડો વિચાર કરીને) મને એ તો સુઝયુંજ નહિં. તમે હોંશીયાર ખરા!

વા૦—(હસતાં હસતાં મુછ પર હાથ ફેરવી) ગમે તેવો પણ હું પુખ્ત ઉમ-ઉ-વિચારનો માણસને.

ગં૦—એવો કોઈ વર હોય તો કહેજો. મારી નજરે તો કોઈ ચડતો નથી.

વા૦—જરૂર માજી! જરૂર દામોદર દે-દેસાઇની છોકરી તો હું મારી દીકરી સમજું છું. મને તમારા ઘરનોજ સમજજો.

ગં૦—સારૂં થયું ભાઈ તમે મળ્યા તો. મને તો નીરાંત થઈ (સ્વગત) ચેલા છોકરાને ના કહી દઇશ. એના બાપનોજ વિચાર નહિં ત્યારે મારે શું? છોકરો કોણ જાણે કેવોએ હશે. (રાધા ચહા લઈ દાખલ થાય છે અને શેઠને આપે છે) જો દીકરી! આ તો તારા બાપના દોસ્તદાર થાય. બેટા! (હસીને) તારે માટે વર શોધવાનું કામ તો મેં એમનેજ સોંપી દીધું.

રાધા—[ખડખડ હસીને. જીને બહુ ઉતાવળ છે તો (સ્વગત) ચાલો નીરાંત થઈ.

ગં૦—(સ્વગત) દીકરી પણ ચીબાવલી છે તો. (શેઠને) એ બાલક બીચારી શું સમજે?

વા૦—ખરી વાત! (ચહા પુરી કરી) ચાલો ત્યારે માજી! હવે રજા લઉં? રાધા! આવજે હોં.

ગં૦—(ઉઠીને વળાવા જાય છે) આવજો હોં ભાઈ! (શેઠને ગંગા માસી વાત કરતા જાય છે. રાધા અંદરના ખંડમાં ખુણામાં લપાઈ રહેલા મગનનો હાથ પકડી લઈ આવે છે. રાધા હસે છે, મગન રડવા જેવો થઇ રહેલો હોય છે).

રા૦—કેવી મજાહ—

મ૦—કેવી મહોકાણ—

રા૦—કેમ?

મ૦—કેમ શું? આ ડોસાએ તો ડાટ વાળ્યો.

રા૦—(ગભરાઇને) કેમ? ઉલટું સારૂં થયું.

મ૦—શું કપાળ સારૂં થયું? ડોસાએ તો પોતાનું કામ કહાડી લીધું.

રા૦—કેવી રીતે?

મ૦—એ તો તને પોતે પરણવા માંગે છે.

રા૦—હેં! હેં!

મ૦—હા! તારી ડોસીએ પણ આપણને બનાવ્યાં. તેણે પણ તને ઘરડા વરને આપવાનું કબુલ કર્યું.

રા૦—શું કહો છો?

મ૦—[ચીડાઇને] તારૂં ને મારૂં માથું.

રા૦—[ગભરાઇને] હાય હાય! શું થશે?

મ૦—જોઇએ! હજુ અમારાં અંબા ભવાની છે તો. હું પછી મળીશ.

રા૦—પણ જીને તો મળો.

મ૦—શું મરવા? હવે રફુચક્કે વિનિયોગઃ [ મગન અંદર જઈ પાછલી બારીએથી જતો રહે છે. બીજી તરફથી ગંગા આવે છે.]

ગં૦—છોકરી! પેલો મગનીયો ક્યાં ગયો?

રા૦—કેમ જી!

ગં૦—એ અહિયાં બહુ પલકયો છે હોં! મને એનું મોઢું નથી ગમતું. [ રાધા મીજાજમાં ધ્રુરકે છે. ગંગા અંદર જાય છે. પાછળ રાધા ડોળા કહાડતી જાય છે.]

## અંક ચોથો.

[ સમય-રાતના નવ, સ્થલ-વાવાશેઠનું ઘર. જમી, પરવારી મલકાતું મોઢું મહા મહેનતે ગંભીર રાખી, વાવાશેઠ પોતાની ઓરડી, જેને દિવાનખાનાની શોભા આપવામાં આવે છે તેમાં ફરતા દેખાય છે.]

વા૦—[ હસીને સ્વગતં ] શું ગમ્મત! [ હાથ ઘસીને ] શેઠાણીને કહીયે કે આવી જાઓ! વાહરે વાહ! રસ્તો પણ ઠીક જડયો. હવે શેઠાણી ઠંડાં ગાર થઇ જવાનાં [ પેટે હાથ ફેરવી ] હું પણ જબરો તો ખરો. [હસતાં] મારી અક્કલે પણ હદ કરી. સ્વતંત્રતાનો શો પ્રતાપ! [ બારણું કોઈ બહારથી ઠોકે છે ] આ ધીરજરામ આવ્યા કે શું? [ બારણું ઉઘાડે છે. ધીરજરામ જોશી સુકકો, ઉંચો, મોટી આંખોનો અને લાંબા નાકનો પુરૂષ; વર્ષે પચાસ; પહેરવેશે ચીંથરે હાલ. તે દાખલ થાય છે ને જોડા કહાડી આગળ આવે છે. શેઠ તેનો ખભો થાબડે છે.]

વા૦—કેમ દોસ્ત?

ધી૦—[ ચમકીને શેઠની સામું જોઈ રહે છે ] હેં:—

વા૦—[ આંખ મીંચામણા કરી ] હા.

ધી૦—કેમ આજે તો કાંઈ ચગ્યો છે?

વા૦—આજે ગમ્મત છે. [ ખડખડાટ હસે છે.]

ધી૦—[ વધારે વિસ્મય પામી ] કેમ શેઠ! તને થયું છે શું ? કાંઈ ભાંગ પીધી છે કે શું ?

વા૦—[ હસીને ]—કાંઈક એવુંજ છે.

ધી૦—શા માટે ?

વા૦—સ્વાતંત્ર્ય માટે બેલ્જીયમનો ધસારો. શું સમજે છે ? જો હવે તું બરોબર ચાલજે. તારા પર બધો આધાર છે.

ધી૦—કેમ ? કેમ ? છે શું ?

વા૦—જો અલ્યા ! આજે રંગ રાખવાનો છે. આ તારી ભાભી–મગનીયાની મા છે ને—

ધી૦—[ ચકિત થઈ ] હા—

વા૦—તે રોજ મારો જીવડો લે છે. હવે આજે હું એનો જીવડો લેવાનો છું.

ધી૦—અરે શેઠ ! તારામાં આટલી હિંમત ક્યાંથી આવી ?

વા૦—દોસ્ત ! સ્વતંત્રતા.

ધી૦—જા ! જા ! પણ મારે શું કરવાનું છે ?

વા૦—[ ધીમેથી ] જો ! એક કન્યાના જન્માક્ષર તને શેઠાણી બતાવશે. જ્યારે મગનના જન્માક્ષર દેખાડું ત્યારે કહેજે કે મળતા નથી; ને મારા દેખાડું ત્યારે કહેજે કે મળે છે.

ધી૦—[ ચમકીને ] શું આટલે વર્ષે બીજી બૈરી કરવી છે ? બળ્યો રે તારો અવતાર.

વા૦—ના રે ના ! એ તો શેઠાણીનું ભૂત કાઢું છું.

ધી૦—અરે સાબાશરે ! તું પણ નવે અવતારે આવ્યો છે.

વા૦—ઉભો રહે શેઠાણીને બોલાવું. [ બારણાં બહાર ડોકીયું કરી ] શેઠાણી ! મગન ! મગન ! તારી બાને બોલાવ તો. જોશીકાકા આવ્યા છે.

રેવા—[ એકદમ પાડોશની ઓરડીમાંથી નીકળી ] તેમાં આટલી ચીસો શાની પાડો છો ? જોશીકાકા આવ્યા તો જોઇએ તો ઢોલી નચાવો.

ધી૦—અરે ભાભી ! તમારા વિના તે કાંઇ ચાલે ? કેમ છો ? [ બધાં બેસે છે. મગન આવી મુંગો મુંગો બારણા આગળ ઉભો રહે છે. ]

રે૦—કેમ છો કેમ ? કાંઈ માંદીબાંદી પડી છું ? આજ તો તમારા ભાઇએ આખો દહાડો ભટક્યાજ કર્યું છે. એમનું મ્હોં તો જુઓ. નફટને કાંઈ લાજ છે. [ શેઠ હસે છે ] શું હસો છો ? કાંઈ શરમ આવે છે ?

વા૦—હું ? [ ખંખારો કહાડી હિંમત આણતાં ] હું એક વિચાર કરતો હતો.

રે૦—કર્યો વિચાર ? મોટુંજ કહે છે ને તમારૂં ? વારૂ ! હવે તમારી ડાચાકુટ જવા દો. જોશી ! આટલી છોકરીના જન્માક્ષર જુવો તો. લાવ મગનીયા તારા જન્માક્ષર. પેલા ખાનામાં છે. જોની ! બોજ જેવો ઉભો રહયો છે ?

મ૦—[ નિરાશા ભર્યા મુખે, બતાવેલા ખાનામાંથી જન્માક્ષર આપે છે ] લો.

ધી૦—લાવ બેટા ! [ નાકે ચશ્મા ચડાવે છે, દીવો પાસે લાવે છે, બે જન્માક્ષર સરખાવે છે અને આંગળીના વેઢા પર ગણત્રી કરે છે. ]

રે૦—મુઆ ગ્રહને આટલી મળતાં વાર લાગે તે મળ્યા તોયે શું ને નહિં મળ્યા તોયે શું ?

ધી૦—[ ડોકું ધુણાવે છે ] ભાભી ! આ છોકરીના ગ્રહ આકરા જંતર છે.

વા૦—અરરરરરર—

રે૦—[ ડોળા કહાડી ] હવે સમજો કરો નહિં ને વચ્ચે પંચાત કેટલી કરો છો ? [ ધી૦ ને ] ત્યારે નથી મળતા ?

ધી૦—[ જન્માક્ષર વાળી દઈ ] મુદ્દલે નહિં. [ મગન નીસાસો મુકે છે. ]

રે૦—થયું ? હું પહેલીથી જાણતી હતી. ચાલો. [ કહી ઉઠવા જાય છે. ]

વા૦—[ ગળું ખંખારી ] શે-હં—શેઠા-

રે૦—શું છે ?

વા૦—[ સ્વગત ] સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! [ રેવાને ] શેઠાણી ! એક વાત કહેવી છે.

રે૦—[ અજાયબીથી ] શું છે ? તમાં આમ અમગાયા શાના કરો છો ?

ધી૦—[ શેઠને ચોંટી દઇ ધીમેથી ] બોલની ! ગભરાયા શાનો કરે છે ?

વા૦—[ ખોંખારી ] આ જરા બીજે વિચાર કરવો છે તમે—આ જરી—સમજ્યાંને ? ઘરડાં થયાં છો.

રે૦—[ ડોળા કાઢી ] કેમ મજાક કરો છો ? હું ઘરડી થઇ ત્યારે શું તમે જુવાન રહ્યા છો !

ધી૦—(જરા હસીને) ભાભી ! આ શેઠ તમારા કરતાં તો જુવાન લાગે છે. (ધીમેથી શેઠને) બોલની, બાયલા.

રે૦—મોઢું જ કહે છે ને એનું.

વા૦—(મહા મહેનતે) તમારા કરતાં તો હું નાનો લાગુ છું (મનમાં) સ્વતંત્રતા !

રે૦—(ગુસ્સે થઈ) કેમ કાંઈ ચડાવ્યું છે ? (તિરસ્કારથી) નાના લાગો છો તો જઇને લઇ આવો કોઈ નાની નખરાળી ! એટલુંજ બાકી છે.

ધી૦—(હસીને) લે શેઠ ! તને રજા મળી !

રે૦—(તોરમાં) ફોડોની તમારે જેમ ફોડવું હોય તેમ ! હું તો મારા પંડની માલીક.

વા૦—[ હિંમતથી ] ચાલો તમારી રજા થઈ એટલે નીરાંત થઈ. મારે કેટલા દિવસથી બીજું બૈરૂં કરવાનો વિચારજ હતો.

રે૦—હા! કરોની બેને બદલે ચાર. (કટાક્ષ મયતાથી) મોટા સો રૂપડીના ધણીને તે કાંઈ બે વગર ચાલે.

વા૦—મને પણ એમ લાગે છે.

રે૦—(ઘણાજ ગુસ્સાથી) ત્યારે ફોડો માથું ને કહાડો રાતું.

વા૦—ત્યારે આ દામોદર દેસાઇની છોકરી હું લાવું તો તમને કેમ લાગે છે?

રે૦—(ઉભાં થઈ, હોઠ પીસી, અંદરના ખંડ તરફ જોઈ) અરે વાહ! એનાથી રૂડું શું? દેવાળીયાની દીકરી મારી શોક—[વધારે બોલતાં જીભ અટકી જાય છે. તેથી ઝપાટાબંધ અંદરનાં ખંડમાં જઈ ભડોભડ બારણાં દે છે. દીધેલા બારણામાંથી ગાળોના વરસાદનો અવાજ આવે છે. શેઠ અને જોશી એક બીજાની સામું જુવે છે. મગન દૂર ઉભો ઉભો મ્લાન મુખે જોયા કરે છે. આખરે શેઠ ખડખડાટ હસે છે.]

ધી૦—શેઠ! આ તોફાન શું માંડયું છે?

વા૦—શું સમજે! [આંખો મટમટાવી] સ્વતંત્રતા માટે કરેલો બેહજીયમે પસારો. [મગનને] દીકરા! આમ બાઘો કેમ બની ગયો છે? [મગન જવાબમાં બેસી જાય છે.]

ધી૦—અરે પણ શેઠ! તું તો આજે બદલાઇજ ગયો છે.

વા૦—[હસીને] સ્વતંત્રતાનો પ્રતાપ. [જરાક ડરતાં ડરતાં અંદરના બારણા તરફ જોઇ] ધીરજરામ! આજે રાતે અમારા બાર વાગવાના છે, ચાલ તું ઉઠ, નહિં તો તારા પણ વાગશે. કાલે સવારે આઠ વાગે અંધેરી આવશે?

ધી૦—કેમ?

વા૦—[હસીને] મારી સગાઈ કરવી છે. તે તારા વગર કાંઈ પાટલો ફરવાનો છે?

ધી૦—[ હસીને ] ઠીક. કાલે સવારે આવીશ. જય શ્રીકૃષ્ણ [ ઉઠે છે ને ત્યાંથી જાય છે. શેઠ અને મગન પોતપોતાની પથારી બનાવી દીવો હોલવી સુએ છે. અંદર ગાળો ચાલ્યાજ કરે છે. શેઠ અને મગન થોડીવાર સુએ છે. એટલામાં શેઠાણીની ગાળો સંગીતમય બની મરશીયાનું સ્વરૂપ ધારણ કરે છે. શેઠ ખડખડ હસી પડે છે. મગન પથારીમાં બેઠો થાય છે. ]

વા૦—શ્રાવણુને ભાદરવો આવ્યા.

મ૦—[ દયામણે રાગે ] બાપા —

વા૦—કેમ દીકરા ?

મ૦—બાપા ! તમે નક્કી બીજી બૈરી કરવાના ?

વા૦—[ ફરીથી ખડખડાટ હસીને ] શા માટે નહિં ?

મ૦—આપણી આબરૂ નહિં જાય ?

વા૦—તારી બાએ પાછી સાચવેલી બહુ તો.

મ૦—બાપા ! બા ગમે તેવી છે પણ હેતાળ છે. કાલે તમે ઘરમાં નહોતા ત્યારે અડધી–અડધી થઈ ગઈ. એ બીચારી કેટલી દુઃખી થશે ?

વા૦—એમાં શું ? અસલમાં એક પર ચાર કરતા હતા.

મ૦—પણ આ જમાનો જુદો છે.

વા૦—[ હસીને ] એટલે એમ કહેની કે તારે રાધા જોડે પરણવું છે.

મ૦—બાપા ! જો એમ ધારતા હો તો વચન આપું અને તમે મને આપો. આપણે બેમાંથી એકે એની જોડે સગાઈ નહિં કરીયે.

વા૦—[ સ્વગત ] દીકરો જબરો છે [ મગનને ] કાંઈ ગાંડો થયો છે ? ઉંહું.

મ૦—[ નિસાસો મૂકી ] અરે રામ !

[ શેઠ ગોદડું માથે મોઢે હોડી ઉંઘી જવાનો ઢોંગ કરે છે. મગન જાગતો માગતો પડી રહે છે. શેઠાણીનું કલ્પાંત ધીમું અને અસ્પષ્ટ થતું જાય છે. ]

## અંક પાંચમો.

[ સ્થળ—અંધેરીમાં ગંગામાસીનું ઘર. સમય બીજે દિવસે સવારના સાત. ગંગા માસી ઓટલે બેઠાં બેઠાં દાતણ કરે છે. સામેથી મગન અને રેવા શેઠાણી દાખલ થાય છે. ]

રે૦—મગન ! આ પેલી ડોકરી કે ?

મ૦—અરે બા ! પણ જરા વિચારીને વાત કરજેને.

રે૦—બેસ બેસ હવે એવી તો કાંઇ કરી નાંખી. ચાર આંગળનો તું વળી મને શીખવવા આવ્યો છે ?

મ૦—પણ આપણા ઘરની આબરૂ નહિં જાય.

રે૦—[ ખેદથી ] તારા બાપ બધી આબરૂ બોળતા બેઠા છેને ! નહિં તો વળી હું દામોદર દેવાળીયાને ત્યાં [ છેડા વતી આંખો લુછે છે ] દામોદર દેસાઇનાં સાસુ તમે કે ?

ગં૦—[ આંખ આગળ હાથ રાખી ] કોણુ બેન ! આવો.

રે૦—એતો હું. [ હસીને ] તમે મને નહિં ઓળખી ?

ગં૦—ના બેન ! આ કોણ મગન ? [ જરા ગંભીરાઇથી ] આ કોણુ ? તારાં બા.

રે૦—એટલામાં ભુલી ગયાં ? કેમ આપણે રાઘવજીની દશા પર ફરવા ગયાં ત્યારે મળ્યાં હતાં. [ શેઠાણી અને મગન ઓટલા પર બેસે છે. ]

ગં૦—હશે બેન ! કેમ છો ? [ જરા અતડાપણાથી ] કેમ છોકરા ! તું કેમ આવ્યો છે ?

મ૦—મારી બાની સાથે.

રે૦—માસી ! હું તમને એક સાફ સાફ વાત કહેવા આવી છું:—

ગં૦—[ સ્વગત ] આ મોટી એના દીકરાનું માગું કરવા આવી છે. બાપ તો બાચારા કાંઇ બોલ્યા નહિં અહા ! ધણી કેવો માણસ ને કેવી આ !

[ નાક ફુલાવી મોટેથી ] મારી રાધાની વાતને. મારે નથી સાંભળવી. શું સમજ્યાં? અમારી વાતમાં કોઇએ માથું મારવું નહિં.

રે૦—( તતડીને ) મારા મગનન—

ગં૦—તમારો મગન સોનાનો તમારે ઘેર રહ્યો. કોઇના બાપની હું બાંધેલી છું?

રે૦—( ગુસ્સામાં ) ઘરડે ઘડપણ તમને પણ લાજ નથી આવતી?

ગં૦—મોટી લાજવાળી! શું મોટું લઇને સવારના પહોરમાં મારે બારણે આવી છે?

મ૦—( શેઠાણીને ) બા! ખેલ ખલાસ.

રે૦—કેમ?

મ૦—આ બાપા ને જોશી કાકા આવ્યા.

રે૦—( સ્વગત ) હાય હાય! હવે શું કરવું?

ગં૦—મારી છોકરીને હું ચાહું તે કરીશ. માલીકનું કોઈ માલીક છે?

( શેઠ અને ધીરજરામ દરવાજામાંથી વાડામાં આવે છે. )

ધી૦—જો શેઠ! બીચારા મગનનું કાંઈ વેતરાઈ નહિં જાય—

વા૦—( ચમકીને ) ધીરા! બાજી બગડી. શેઠાણી તો અહિયાં છે!

ધી૦—તું કહેતો હતો ને કે એના ભાઇને ત્યાં ગઈ હશે. હવે લેતો જા.

ગં૦—( બન્નેને જોઇને ) કોણ વાવા શેઠ! આવો આવો. તમે તો કાંઈ સહકુટુંબ બધાં આવ્યાં ને?

મ૦—( સ્વગત ) માર્યા ઠાર, હવે પશ્ચિમ સરહદ બરોબર થઈ. (બાપના સામું જોઈ મોટેથી) બાપા! હું ને બા પણ મામાને ત્યાં વરસોવાજ જતાં હતાં.

વા૦—( આંખ મીચામણી કરી ) અમે બધાં ત્યાં જાએ છે. મને થયું કે ચાલો રસ્તામાં તમારૂં ઘર છે તે થતા જઇએ.

ગં૦—સારૂં થયું ભાઈ! આ તમારાં ઘરવાળાં મારી સાથે લડવા આવ્યાં હતાં.

વા૦—(જોશીને) જો મેં નહોતું કહ્યું? હવે શું કરવું? (જરા ગંભીરાઇથી) અરે વાહ!

ગં૦—પણ મેં તો રોકડીજ કહી. હું તો મારે તમે કહેશો તેમ કરવાની.

વા૦—(સ્વગત) માર્યા! આ શેઠાણીએ તો વિવાહનું વરશી કર્યું લાગે છે. મારૂં માગું થઈ ગયું. ડોસીએ હા પણ પાડી! ભગવાન! શું થશે? (ધીમેથી) ખરી વાત.

રે૦—(સ્વગત) હાય હાય! શેઠને ડોસી તો એકજ ઘંટીએ બેઠાં છેને શું! શું કરૂં? હા એક ઉપાય અજમાવું. શેઠની ને મારી એકજ ગાંઠ છે એમ બતાવું એટલે ડોસી ભડકશે. પછી શું મરવા દીકરી આપશે? (શેઠ તરફ ખોટું મીઠું હાસ્ય કરી) એમ? ત્યારે તમારી હા એ આપણી! મેં તો અવતાર ધરીને તમારા ભાણેજ (શેઠ તરફ આંગળી કરી) નો શબ્દ ઉથામ્યો નથી. આજે ત્રીશ વર્ષનાં વહાણાં વાયાં, પણ અમારા જેવું સુખી જોડું બીજું મેં જોયું નથી. આપણે તો શેઠનો બોલ સવા લાખનો.

વા૦—(સ્વગત) સાબાશ રે મારા સુખી જોડાનું અડધીયું (ધીરજરામને ધીમેથી) ધીરા! આ કેમ ચક્ર બદલાયું?

ધી૦—(ધીમેથી) હમણાં શેઠાણી નરમ ઘી જેવાં થઈ ગયાં છે. ડાહ્યા હોય તો ઉઠ:—

ગં૦—(રેવાને) હા બેન! આપણાં બૈરાંનો ધર્મજ એ, આ મારી જમનીના બાપા હતા ને ત્યારે—

વા૦—ચાલો ત્યારે માજી અમે ઉઠીએ. બહુ વખત થયો.

ગં૦—ના બેસો. મારા સમ. રાધા! ઓ રાધા! ચહા મુકજે.

રા૦—(બહાર આવીને ડોકીયું કરે છે) એ હા.

રે૦—આ તમારી છોકરી કે? (સ્વગત) જોની ચોબાવલી! કેટલો ઠાઠ છે. મારાં પણ ભાગ્ય ફુટ્યાં છે તો (રાધાને) કેમ છે બેન! (ગંગાને) માસી! તમારી તો રતન જેવી છે. મને તો શેર લોહી આવ્યું, મને ગમે તે થાય પણ મારે શેઠનું મન દુભાવવું નથી.

ગં૦—(ન સમજતાં) શેઠનું મન શું?

રે૦—આ કાલે વાત કરી ગયા હતા ને, તે.

વા૦—(ગભરાતાં સ્વગત) મુઆ. (મોટેથી) ના, ના કાલે તો હું અમસ્થોજ આવ્યો હતો.

રે૦—(જરા હસી અને આંખો નચાવીને) અરે જાઓ જાઓ. માસી! જુઓ તો ખરા. હું એની નસેનસ ઓળખું, ને વળી મને જુઠી પાડે છે. મને કહીને તો આવ્યા હતા ને? આપણે વિચાર તો સાથેજ કર્યો, તેથી તમે આવ્યા. (સ્વગત) હવે આંધળી હોય તો આપે.

વા૦—(ગભરાઈને સ્વગત) આ વૈરી શું કરવા બેઠી છે (મોટેથી) ના-ના મેં કાંઈ વિચાર કર્યો નથી.

ગં૦—(સ્વગત) હું! શેઠ પણ પાકા લાગે છે! કાલે ત્યારે પકડાઈમાં આવ્યા હતા. હું ભોળી શું જાણું? (મોટેથી) ના બેન! મને કાંઈ વાત થઈજ નથી.

રે૦—(સ્વગત) ડોસી કેટલી પાકી છે. મનનો ગળ આપતીજ નથી. ઠીક છે હું પણ પહોંચી વળીશ છો શેઠનો તો ફજેતો થાય. (મોટેથી) માસી! તમારા ભાણેજ તો બહુ પક્કા છે હો. એ તો અમારે બંનેને હમેશાની ગાંઠ એક એટલે હુંજ પારખું.

ધી૦—(શેઠને ધીમેથી) દોસ્ત! આજે તારો દિવસ તો ફર્યો લાગે છે.

ગં૦—(હસીને) ભાઈ! શું કામે આવ્યા હતા? (સ્વગત) ત્યારે તો જરૂર મગનને માટેજ આવ્યા હશે. શું પાકાં છે બન્ને જણ.

રે૦—પુછોની એમને. એ તો મોંઢા ચોર છે.

વા૦—[ સ્વગત ] આ બૈરી મારી આબરૂ લેવા બેઠી છે પહેલેથી વાત કરીને હવે મારી પાસે કબુલાવે છે. [ મોટેથી ] હું કહું છું કે કાંઇ કામ નહોતું.

રે૦—જોયું ! હું શું કહેતી હતી ? [ હસીને ] બહુ પાકા તો. મારસી !

ગં૦—[ સ્વગત ] બૈરી પણ લાગે છે તો સારી માણસ. લોકો નકામા એને ફજેત કરે છે. ધણી ધણીઆણીને બને છે પણ સારૂં. [ મોટેથી ] અરે વાહ શેઠ ! બોલો તો ખરા, શું કામ આવ્યા હતા ?

રે૦—જુવો બોલે છે ?

ગં૦—[ સ્વગત ] મગનને માટેજ આવ્યા હશે. [ મોટેથી ] હું સમજી ગઇ તો.

વા૦—[ ગભરાઇને ] ભોગ મળ્યા ! બીરા ! આ બધાં મને મારીને બે બૈરી કરાવવાનાં.

રે૦—[ શેઠને ] તેમાં મોટા શરમાઓ છો શું કામ ? વળી મને પણ અત્યારે એટલાજ માટે મોકલી તો. [ સ્વગત ] લો લેતાજ જાઓ. બાજી બૈરી કરવા આવ્યા હતા ! [ રાધા ચહા લઇ આવી બધાને આપે છે ].

ગં૦—[ સ્વગત ] મેં પણ શું ભુલ કરી. આ મારી રાધાનું માગું કરવા આવી ને મેં ના પાડી. [ મોટેથી ] આ મારી રાધા સારૂ ? નહિં ? કેવી જાણી ગઇ ? વાહ તમારા ઘર જોડે સંબંધ થાય તેથી રૂડું શું ?

વા૦—[ ગભરાઇને સ્વગત ] ઓ ભગવાન—

રે૦—[ સ્વગત ] જોની ચીબાવલી. [ મોટેથી ] હા. તેજ જુઓની એનું મોઢું રાતું ને પીળું થાય છે. માત્ર તમે હા કહો એટલીજ વાર છે.

ગં૦—હું તો—

રાધા—[ તોરમાં ] જી ! તમે હા કહેશો નહિં. હું પરણવાની નથી.

ગં૦—બેસ ગાંડી! એ તો બાળક છે.

વા૦—[ કપાળ પરથી પરસેવો લુછતાં સ્વગત ] પ્રભુ—

રા૦—[ ગુસ્સામાં ] આ કાકા જોડે—

રે૦—[ ખુશ થઇને ] હાઇશ. લેતા જાઓ—

ગં—છાની રહે! કેમ ભાઈ મગન! મેં જન્માક્ષર તને આપ્યા હતા. આ આજકાલની છોકરીઓ તો જુવો! કાલ સુધી મગન જોડે પરણવા રાજી હતી ને આજે તેના માબાપ માગું લાવ્યાં ત્યારે ના પાડે છે!

રે૦—મગન જોડે?

રાધા૦—[ અજાણતાં ]–મગન–[ બધા એની સામું જુવે છે. રાધા શરમાઈ જતી રહે છે. બધાં ખડખડાટ હસે છે ].

ધી૦—[ શેઠને ] શેઠ! તું બચ્યો. ડોસી જાણે છે કે તું તો મગનનું માગુંજ કરવા આવ્યો હતો. હિંમત રાખ!

વા૦—[ ખોખારી ] ત્યારે શું? માજી! આ મગનની બા–ને આ તમે કહો ત્યારે મગનનો વિવાહ કરીયે.

ગં૦—[ એક બીજાની સામું જોઇને ] કેમ બધાને થયું છે શું?

વા૦—માજી! હું કાલે આવ્યો હતો તો મગનનું માગું કરવા—

રે૦—[ સ્વગત ] હેં—

ગં૦—ત્યારે ચોખ્ખું કહ્યું કેમ નહિં?

વા૦—મેં જાણ્યું કે શેઠાણીજ આવીને કહે તો વધારે સારૂં. તેથી તો અત્યારે એ આવ્યાં. મરદનું કામ મરદ કરે ને બૈરાનું કામ બૈરાં.

રે૦—[ સ્વગત ] હેં મૂરખ બનાવી!

વા૦—કેમ શેઠાણી બોલતાં નથી?

મ૦—[ ગજવામાંથી જન્માક્ષર કહાડી ] બાપા! મારી સગાઈ કેમ થાય?

વા૦—ત્યારે કોની થાય ? [આંખો મટમટાવી] મારી ?

મ૦—[નીસાસો નાંખી] પણ એ તો મળતા નથી.

ગં૦—[ચમકીને] હેં.

ધી૦—નારે ! એ તો મેં છોકરાની મજાહ કરી હતી. અહ તો જોવા જોઈએ તેવા મળે છે. જોતાં નથી ? [બારણામાં ઉભી ઉભી રાધા મગન સામું જોઈ રહી હોય છે તે બતાવે છે. છોકરાં શરમાઈ જાય છે. રેવા ડોળા કહાડે છે-બધાં હસે છે]

રે૦—[સ્વગત] આ છોકરી મારે ઘેર આવે તો ખરી ! [મોટેથી] ચાલો ત્યારે ઉઠીયે.

ધી૦—શુભસ્ય શીઘ્રં. ચાંલ્લો કરીનેજ ઉઠીયે.

રે૦—[સ્વગત] મુવો જોશી પણ ફાવ્યા નથી. બધાએ મળી મને છેતરી. ઠીક છે. [મોટેથી] હા ! માસી આજે અમારાં ધનભાગ થયાં.

ગં૦—બેન ! સાચું પુછો તો લોકો મને તમારાથી ભડકાવતાં હતાં. પણ મને શું ખબર કે તમે આવાં સાલસ માણસ છો ?

વા૦—[સ્વગત] કેવાં સાલસ ! ભવેભવ આવાંજ પ્રભુ આપે. [મોટેથી] આવ બેટા ! રાધા ! લે આ રૂપીયો. કાલે કાકાની મજાક કરી તેવી કર્યાજ કરજે. [ગંગા કંકુ ને ચોખા લઈ આવે છે. ધીરજરામ તેના શીવાય બધાને ચાંદલા કરે છે. ]

ધી૦—धान्यं धनं पशु पुत्र लाभं शतसंवत्सरं दीर्घमायुः ।

રે૦—[એટલીવારમાં શેઠની પાછળ જઈ ધીમેથી] ઠીક છે ! આજે મારી મજાક કરી. તમે ઘેર તો ચાલો પછી બતાવું છું.

વા૦—[હસીને ધીમેથી] આજે તો જોયું. દામોદર દેવાળીયાની દીકરીનું માગું કરવા આવ્યાં. શરમાઓ.

રે૦—[ગુસ્સો દબાવી ધીમેથી] તમે બહાર તો નીકળો.

વા૦—[ધીમેથી] અરે તમે કોઈ દહાડો મારો બોલ ઉથામો છો? આપણી તો એક ગાંઠ.

રે૦—[હોઠ કરડી] ઠીક છે! ઠીક છે. પણ આવું કરવાની કાંઈ જરૂર?

વા૦—[હસીને] એતો સ્વતંત્રતા માટે બેરજીએ કીધેલો ધસારો. હવે બોલ્યાં કે બીજી બેરી!

રે૦—[નિરાશાથી] વારૂ હું કોઈ દિવસ આ ભૂલવાની નથી.

વા૦—ત્યારે આજની મીઠાશ હું પણ કદી ભૂલવાનો છું? [ધીરજરામ ચાંદલા પૂરા કરી રહે છે એટલે ગંગાને] માજી! ત્યારે રાધાને મોકલો અમારી સાથે.

ગં૦—આજે ને આજે.

વા૦—માજી! એનાં સાસુ તો રાધાનાં ઓવારણાં લેવા એક પગે થઈ રહ્યાં છે.

ગં૦—વારૂ! ચાલો મારે પણ મુંબાઈ આવવું છે. એટલે સાથેજ. રાધા! આ ચલાણા ગોઠવીને તાળું દઈ નાને પગે આવી પહોંચ. હું ચાલવા માંડું; નહિં તો ગાડી જતી રહેશે. [બધાં જવાં નીકળે છે. ધીરજરામ ને ગંગા માસી આગળ જાય છે.]

રે૦—[થોડેક આગળ આવી] પેલો તમારો દીકરો ક્યાં રહ્યો?

વા૦—તમારી વહુ સાથે.

રે૦—શું કરવા?

વા૦—ચલાણાં ગોઠવવા.

રે૦—[હસીને] પાઘડી ચાલ્યો! તમે તો કોઈ દિવસ મારાપર આવો ભાવ રાખ્યોજ નહિં.

વા૦—તમે રાખવા દીધો ક્યારે?

રે૦—[ જરા શરમાઇ ] તમે એવું એવું બોલો નહિં ! આ ઉમ્મરે શરમ નથી લાગતી ? [ એ બધાં અદ્રષ્ટ થાય છે. ]

મ૦—રાધા ! બેડો પાર ! [ ચોંટી દે છે. ]

રા૦—ઉભા રહો.

મ૦—[ ગાતો રાગ કહાડી ] અલબેલડા રે ખાશો ગોરીઓની ગાળ.

રા૦—સાસુજીનેજ કહી દઇશ.

મ૦—બેસ સાસુજીવાળી ! આજે માજીનું રાજ પુરૂં થયું.

રા૦—ત્યારે કોનું શરૂ થયું ?

મ૦—એટલું ભાન નથી. આજે શરૂ થયું, બાપાનું—એટલે તેના દીકરાની વહુનું એટલે તે વહુના વર, સેવકનું. [ નીચો નમે છે. રાધાનો હાથ પકડી ] ચાલ દોડ પાછળ રહી જઇશું.

રા૦—તો પીડા ઓછી ! આપણે પાછલી ગાડીમાં જઇશું. [ બન્ને હાથ ઝાલી જાય છે. ]